# મીઠી મધુરી

# વાતો.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

જેશીંગભાઈ મોતીલાલ શાહની કુંપની.

તરફથી શા. જેશીંગભાઈ મોતીલાલ.

રીચીરોડ—અમદાવાદ.

---

કીંમત ૧-૦-૦

# મીઠી મધુરી

## વાતો.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

જેશીંગભાઇ મોતીલાલ શાહની કુંપની.

તરફથી શા. જેશીંગભાઇ મોતીલાલ.

રીચીરોડ—અમદાવાદ.

---

કીંમત ૧—૦—૦

# મીઠી મધુરી વાતો.

# ચંદ્રરાજ અને પ્રભાવતી.

( એક રસીક નવલ કથા. )

## પ્રકરણ ૧ લું.

### અરણ્યમાં બે કુમાર.

ઉપવનોના અલંકારરૂપ વસંતરૂતુ હમણાંજ બેઠી હતી. રંગ બેરંગી સુકોમળ પુષ્પો ખીલી રહ્યાં હતાં. ખળ ખળ અવાજ કરતા નિર્મળ પાણીના ઝરાઓ વહી રહ્યા હતા અનેક પક્ષીઓના મધુર કોળાહળથી અને કોયલના મધુર ટહુકાથી ઉપવનની શોભા અધિક અધિક વૃદ્ધિને પામી હતી અનેક તપસ્વીયો સમાધિમાંથી ઉત્થાન ( જાગ્રત ) થઇ સ્નાનાદિક ક્રિયા કરી રહ્યા હતા, કેટલાક ઋષિયો ગુરૂ ઉપદેશ પાઠ કંઠે ગ્રહ કરી રહ્યા હતા.

આ સમયે આ ઉપવનમાં બે તરૂણ કુમાર અપ્રસન મુખ મુદ્રાએ અરણ્યની શોભા નિહાળતા ચાલ્યા જાય છે. એક કુમારની ઉમર આશરે વીસેક વર્ષની છે. તેને વર્ણ ગૌર છે. વિશાળ કપાળ છે. મુખકળા રમણીય છતાં તેપર જાણે સહજ ખિન્નતા પથરાઈ હોય એવો ભાસ પડતો હતો. ચાલવાના શ્રમથી મુખ સહેજ ગુલાબી થયું હતું, નયને સહજ રતાસ પકડી હતી, અને લલાટપર પરસ્વેદના બીંદુઓ જામ્યાં હતાં. આથી અવલોકનકારને આ કુમાર ઘરબાર છોડી પ્રથમજ મુસાફરીયે નિકળ્યો હોયની । એમ અનુમાન થતું. બીજો કુમાર પણ તેનીજ સમ વયનો હતો, તેના મુખપર પણ ઉદાસીનતાનો ભાસ જણાઈ આવતો હતો. આ બેઉ મિત્રનો પોશાક સાદો હતો તેથી જોનારની દ્રષ્ટિ અંજાઈ ક્ષોભ પામે તેવો નહોતો તેમજ કીમતી પોશાકથી તેઓ પોતાની સત્તા જમાવવા ઈચ્છિતા હોય તેવું પણ નહોતું માત્ર તેમની હસમુખી પ્રફુલ્લ મુખમુદ્રા અને સ્નેહ ભરી સન્માન રૂપ દ્રષ્ટિ સર્વને મિત્ર કરતી હતી. રંગ, રૂપ, ગુણ અને જ્ઞાનમાં બંને મિત્ર સરખા હતા. એક કુમારની દ્રષ્ટિમાં કોઇ કોઇ સમય પ્રસંગોપાત ક્ષત્રીત્વ દર્શાઈ આવતું. પરંતુ તે પ્રસિદ્ધ ભાગ્યેજ પડતું આથી એમ સિદ્ધ થતું કે એ કોઈ રાજવંશી કુમાર હશે. બીજા કુમારની દ્રષ્ટિ ન્હાના બાળકથી પણ ક્ષોભ પામતી અને તેની ઇચ્છાને સ્વાધીન રહેતી પરંતુ કોઇ સમયે કોઇ કારણે કરી જ્યારે તે ક્રોધમાં પ્રવેશતો ત્યારે તે બીજા ફરશુરામ જેવો જણાતો આથી એમ અનુમાન થતું કે. એ કોઇ બ્રહ્મપુત્ર હશે.

આ પ્રમાણે તેઓ અરણ્યની શોભા નિહાળતા ચાલ્યા જાય છે એવામાં એક મિત્રે બીજાને કહ્યું.—' ભાઇ આપે અતી સાહસ કર્યું

છે. રાજ પિતાશ્રીએ આપની સાવકી માતાના ભમાવ્યાથીજ આપને કડુ વચનોનો પ્રહાર કર્યો પરંતુ આપને એકદમ આમ નહોતું કરવું આપની સગી માતાને આપ કેવી સ્થિતિમાં મુકી આવ્યા છો. આપના વિયોગથી એ કેટલું દુઃખ સહેતાં હશે. વળી આપની સાવકી માતાના દુર્ગુણોની જ્યારે રાજ પિતાશ્રીને જાણ થશે ત્યારે તેઓને આપ જેવા સુકુમાર પુત્ર રત્નને વિના વાંકે દેશવટો આપી ગુમાવવાથી કેવું દારૂણ દુઃખ થશે! એ કલ્પના પણ દુઃખ કરે છે.'

'બાઇ! મ્હારાપર પિતાશ્રીયે વિના અપરાધે જે વચન બાણ માર્યા છે તે તો હું સહન કરી શકું છું પરંતુ માતુશ્રીપર તેમનો અઘટીત કોપ અને અપમાન એ મ્હારાથી સહન થઈ શકતા નથી મ્હને રાજ્યની સ્પૃહા નથી. ભલે રાજ્યગાદી મ્હારા લઘુ ભ્રાતાને મળો. પરંતુ વિના અપરાધે મ્હારી માતુશ્રી તરફ પિતાશ્રી જે અયોગ્ય વર્તણુંક ચલાવી તેમને કષ્ટ આપે છે તે મ્હારાથી સહન થઇ શકતું નથી. મ્હારી માતુશ્રીને સહજ કષ્ટ આપનાર ગમે તેવા સમર્થ હોય તોપણ તેનો હું સંહાર કરવા શક્તિમાન છું પરંતુ પિતાશ્રીને શું કરૂં માત્ર જાતેજ સર્વ સહન કરૂં છું પિતાશ્રી જ્યાં લગી પોતાની ભૂલના પૂર્ણ પશ્ચાતાપનું પાત્ર ન થાય ત્યાં લગી એમના નગરનું પાણી મ્હારે હરામ છે.

બાઇ! શા સારૂ આપ એટલા પરિતાપ પામો છો. સત્યને કોઇ કાળે આંચ આવતી નથી. સત્ય માર્ગે ચાલનારને પ્રારબ્ધયોગે વખતે શરૂઆતમાં કષ્ટ આવી પડે છે, પરંતુ એ કષ્ટ વિશેષ સમય ટકતું નથી સત્યનો આખરે જયજ છે.

એ પ્રમાણે બન્ને મિત્રો વાર્તા કરતા આવ્યા જાય છે. એવા-માં આગળ ચાલતાં તેમની દ્રષ્ટિએ એક જળાશય પડ્યું આ જળા શયની શોભા અનુપમ હતી. વિસ્તારમાં આશરે એક માઇલના ઘેરા-વમાં હતું. ચારે બાજુઓ મજબુત પત્થરથી બાંધેલી હતી, પરંતુ કોઇ કોઇ સ્થળે ખંડીત થયેલી હતી તે ઉપરથી એમ અનુમાન થતું કે—પૂર્વકાળથી બનેલું એ જળાશય હશે. બન્ને મિત્રો સરોજગમાં પરોવાતી દ્રષ્ટિયે સરોવરની પાળ ઉપર બેઠા એવામાં પ્રધાન પુત્રે રાજપુત્રને કહ્યું.—

" મિત્ર ! આ પ્રદેશમાં આવ્યાથી જગદીશની અનુપમ રચના આબેહુબ ચિતાર અનુભવ્યો. લક્ષ્મી અને તેના કૃત્રિમ અલ્પાયુષી વિલાસોમાં લચીપચી રહેલા માનવોને આ પ્રદેશનું ક્યાંથીજ દર્શન ! અને દર્શન વિના કિરતારની અનુપમ કલમનું ક્યાંથીજ ભાન થાય.

એ પ્રમાણે વાર્તા કરી રહ્યા પછી બંને મિત્રોએ જળથી પોતાના હાથ પગ સ્વચ્છ કરી કેટલુંક જળ પી શ્રમ ઉતાર્યો અને આગળ પ્રયાણ કર્યું શ્રમથી સ્વેદ અને સ્વેદ બિન્દુઓથી મુખકમળ ઉપર મોતીની જાળ પાથરી હોય એમ દીસવા લાગ્યું. સૂર્ય તાપથી ઉજવળ મુખ રાતાંચોળ થઇ ગયાં સૂર્ય ભગવાન્ પણ તેમનું તપ તથા નિષ્કલંક સૌન્દર્ય નિહાળી પળવાર નિસ્તેજ અને પળવાર તેજવાન દીસવા લાગ્યા. અખૂટ સમૃદ્ધિવાળા છતાં શ્રીમંત બાળકો આવા રંગમાં સ્મિત વદને અને પ્રફુલ હૃદયે આગળ વધ્યા. ઉગ્ર તાપને લીધે મુખકમળ પણ સ્મિત દીસવા લાગ્યાં એવામાં રાજપુત્રે પ્રધાનપુત્રને કહ્યું:—

"ભાઇ! આ ઝાડની ઘટા વચ્ચે તને કાંઇ શીખર જેવું જ-
ણાય છે?"

"હા! કાંઈ દેવાલય જેવું જણાય છે. વિશ્રામ માટે ઠીક ઉ-
ચિત સ્થાન મળ્યું. એમ બોલતાં તેઓ વૃક્ષની ઘટામાં પેઠા. પેસ-
તાંજ તેમની સામે આવતા કેટલાક પોલીસના માણસો તેમને મળ્યાં
તેમણે તેમને એક બાજુપર ઉભા થઇ રહેવા ફરમાવ્યું. તેઓ એક
બાજુ ઉભા થઇ રહી નિહાળે છે તો કેટલાક રાજદ્વારી પુરૂષો અને
તેમની પાછળ એક કોઇ અતિ રૂપવાન રાજકન્યાને અનેક સાહેલી-
ઓ વચ્ચે આવતી જોઇ.

રાજકુમાર વિરાગી અને સ્વભાવે ધીર પ્રકૃતિનો છતાં તેનું
હૃદય રાજકન્યાની લલિતરસ ભરી મુખકલા અને કાન્તિ જોઇ સ-
મુદ્ર જળની પેઠે ઉછળવા લાગ્યું, અને મન સાથે કહેવા લાગ્યો
આહા! કર્તાની શી અલૌકિક રચના! આહા! આ રમણીને નિ-
હાળતાંજ મ્હારૂં વૈરાગ્ય તો પગવારમાં સરીજ પડયું. શરીર સૌ-
ન્દર્યમાં પણ આવો અનિવાર્ય મોહ છે. એ ભાન આજજ થયું.
બ્રહ્માએ મ્હારી સર્વ ઇન્દ્રિયો લોચનમયજ રચી હોત તો કેવું સારૂં?
કે જેથી કરી આ મનમોહનાને નિહાળી નિહાળી હું તૃપ્ત થાત.
આહા! કીરતારે આ રતિરામાને માટે કયા પુરૂષને ભાગ્યશાળી
કર્યો હશે? અરેરે! આ રમણી તો કટાક્ષ બાણથી આ હૃદયને
વીંધી જર્જરિત કરી ચાલી જાય છે.

રાજકન્યાની ચિત્તવૃત્તિ પણ કુમારનું અસાધારણ સ્વરૂપ નિ-
હાળી સળગી ઉઠી પોતે આખી જીંદગી કુંવારાવસ્થામાંજ ગુજારવી

એવું પણ લીધું હતું તે પણ આજ પળવારમાં ભસ્મ થઇ ગયું. સાથેના પરીજનો અને સાહેલીયો પોતાને કળી જશે એ ભાન અત્યારે જતું રહ્યું ભાન રહેવા છતાં કુમાર તરફના મોહે તેને પરાજીત કર્યું અને મન સાથે કહેવા લાગી—

આહા ! આ હું શું અવલોકું છું ! લોકો જેને કામદેવ કહે છે તે તો આ નહીં હોય ! આજે આ રમણીય દેવમૂર્તિ મ્હને એકાએક શું કરે છે ? ક્યાં ગયું મ્હારૂં કુંવારા–વ્રત ? ક્યાં લોપ થયા મ્હારા વિરાગી વિચારો ? અને ક્યાં અદ્રશ્ય થયો મ્હારો વિનય ? મ્હારી દ્રષ્ટિને ( અપરિચિત પુરૂષ તરફથી ) પાછી ખેંચી લેવા આટલી મથું છું છતાં શાથી આટલી નિષ્ફળ નિવડું છું. આજ આટલો મ્હને પ્રસ્વેદ કેમ ? મન આવું ઠગારૂં છે એ મ્હેં આજજ જાણ્યું. પુરૂષ મોહ ઉત્પાદક છે, એ જ્ઞાન મ્હને આજજ થયું. આવી દેવમૂર્તિને આવા નિર્જન સ્થાનમાં આવે વેશે શા સારૂ આવવું પડ્યું હશે ! ગમે તેમ હો પણ એ સામાન્ય પુરૂષતો નથીજ. વિનય મુકી આટલા મનુષ્યોમાં મ્હારાથી પુછાય પણ શી રીતે ? અરે ! તેમની દ્રષ્ટિ પણ મ્હારાપરથી ક્ષણ પણ ખસતી નથી.

આ પ્રમાણે વિચાર વમળમાં કુમાર તરફ દ્રષ્ટિ રાખી ચાલતાં રાજકન્યાને પગે એકાએક ઠોકર વાગી, ઠોકર વાગતાં પડતી પડતી સાહેલીયોએ તેણીને ઝાલી લીધી અને પગની આંગળીએ રૂધીર નીકળ્યું. સર્વ ' ખમાખમા ' બોલતાં એકત્ર થઇ ગયાં. રાજકુમાર અને પ્રધાનપુત્ર તેમના ભેળા સામીલ થયા. શું ઉપચાર કરવો તેનો વિચાર ચાલ્યો. હાલ તો ભીના વસ્ત્રની ચીંદરડી બાંધી લેવી એ નક્કી થયું, ચીંદરડી માટે સર્વ મંડળ એક બીજા સામું જોવા લા-

સ્યું. એટલામાં રાજકુમારે પોતાના ગજવામાંથી સત્વર હાથરૂમાલ કાઢી તેમાંથી એક ચીંદરડું કાઢયું. સર્વની દ્રષ્ટિ રાજકુમાર તરફ ખેંચાઇ એટલામાં એક સેવકજન દોડી પાણી લાવ્યો. રાજકુમારે પાણીથી એ ચીંદરડીને ભીંજવી સર્વ મંડળે ના, ના, કહેવા છતાં, રાજકુમારે પોતે એ ચીંદરડી તે રાજકન્યાની આંગળીયે બાંધી. સ્નેહ સિંન્ધુની પહેલીજ સેવાથી સ્નેહસરિતા સ્નેહપુરમાં સાગરને ભેટવા ધસી આવી. સેવા કરનારના ઉપકારના બદલામાં રાજકુમારીના નયનમાંથી બે ત્રણ સ્નેહના અશ્રુ ઉભરાઇ આવ્યાં તે રાજકુમારના ચીંદરડી બાંધવામાં રોકાયેલા હસ્તપર પડ્યાં. રાજકુમારે રાજકન્યા સામું જોઈ તુરતજ નીચું જોયું એટલા દ્રષ્ટિપાતમાંજ રાજકુમારે રાજકન્યાને યોગ્ય આશ્વાસન આપી દીધું.

રાજકન્યાની સઘળી હૃદયચેષ્ટા–તેની એક પ્રિય સખી સમજી ગઇ, તેથી પોતાની પ્રિય સખિ તરફથી એજ રાજકુમારને પુછવા લાગી.—

' હે પરોપકારી પુરૂષ ! આપે કયા પ્રદેશને ઉજ્વળ કર્યો છે આપનું કુળ કયું છે ?"

" સુશીલા ! હું સત્વ પ્રદેશમાં વસું છું અને જ્ઞાતીયે ક્ષત્રીછું."

આ પ્રમાણે વાર્તા ચાલે છે એવામાં એક ગાડીવાન ગાડી લેઇ આવ્યો તેમાં બેસી રાજકન્યા પોતાના પરિજન મંડળસહિત રાજકુમારને પોતાનું હૃદય સોંપી અને તેમનું છીનવી લઇ પોતાના નગર તરફ ચાલી–રાજકન્યાના વિદાય થયા પછી પ્રધાનપુત્રે રાજપુત્રને કહ્યુ.

" મિત્ર ! રાજકન્યા વિનયશીલ અને નીપુણ જણાય છે. આપે પણ પ્રેમથી એમની સારી સેવા બજાવી આપનામાં આટલી બધી સમયસૂચકતા મ્હેં આજજ જોઇ, આપનામાં સંગાર રસ છે એ આપે મ્હારાથી ગુપ્ત રાખ્યું હતું અને હું એવી એવી વાતો કાઢતો ત્યારે આપ તેપર નિરૂત્સુકતા બતાવતા પણ સમય આવે આપનો ગુપ્ત ભાવ ખુલ્લો થઇ ગયો તેથી મ્હને આનંદ થાય છે કારણ કે આપના બાલ્યકાલિક વિરાગી વિચારોથી મને ખેદ થતો તે ખેદ મ્હારો આજે એ રૂપવતિ રાજકન્યાએ દૂર કરી મ્હારા મિત્ર કરતાં પણ મ્હારાપર વધારે ઉપકાર કર્યો છે. પરંતુ આમ હતું તો મ્હારા મિત્રે અત્યારસગી મ્હારાથી ગુપ્ત નહોતું રાખવું."

" ભાઈ ! માર્મિક વચનોથી મ્હારો ઉપહાસ ન કરો. કોણ જાણે શા કારણથી એ રાજબાળાને જોતાંજ મ્હારામાં અણુધાર્યો ફેરફાર થઇ ગયો કે જે હું સ્વપ્નામાં પણ ધારતો નહોતો. વિનયને અને લજ્જાવે લીધે એ બાળાથી બોલી શકાયું નથી. પરંતુ એના હૃદયનો સઘળો ભાવ મ્હને એના દ્રષ્ટિપાતમાંથી સમજાઇ ગયો છે, અને વિશેષ એના નેત્રમાંથી ખરતાં સ્નેહાશ્રુથી અનુભવાયો છે. પરંતુ એ રાજબાળાને મ્હારી તરફ એટલું બધું આકર્ષણ પામવાનું તેમજ મ્હારી પણ એકાએક તેની તરફ એટલી બધી પ્રેમલાગણીયો થવાનું શું પ્રયોજન હશે ? એ સમજાઇ શકાતું નથી. મ્હારી આ-ટલી વયમાં કોઇ પણ કન્યા તરફ મ્હારૂં એટલે અશે હૃદય ખેં-ચાયું નથી."

" મિત્ર ! એમાં આશ્ચર્ય પામવાનું નથી. પૂર્વનાજ કોઇ ખાસ સંબંધે કરી પ્રથમજ દ્રષ્ટિ મેળાપે બેહુની આ પ્રમાણે સ્થિતિ થઇ

છે, હવે તો ગમે તે પ્રકારે એ રાજકન્યાને સંપાદન કરવામાંજ શ્રેય સમાયેલું છે માટે નગર તરફ પાછા પધારો. આપનાપર જે કલંક આવ્યું છે તે દૂર કરવાનું હું માથે લઉં છું. પરંતુ આમ પરદેશમાં ભટકવાથી આપનું કાર્ય સિદ્ધ થશે નહિ. રાજમાતુશ્રી દુઃખી થઇ થઇને પ્રાણ છોડશે અને પિતાશ્રીને પણ ખરી વાત જાહેર થતાં પોતે કરેલી મહાન ભૂલ માટે ભારે પસ્તાવો થશે, અને દ્રષ્ટિ મેળાપથી વરેલી રાજકન્યાની પણ અવદશા થશે. માટે મારી વિનંતિનો સ્વિકાર કરી સ્વદેશ પધારો. મ્હારા પિતાશ્રી આપનાપર આવેલું કલંક દુર કરવા પ્રયાસ કરી રહ્યા છે. તેમને પણ આપણા આવાગમનથી સુખ થશે. વિશેષ આપને શું કહું ?”

ભાઇ ! જે પ્રતિજ્ઞા લઇ હું નિકળ્યો છું તે પ્રતિજ્ઞા મ્હારાથી કોઇ કાળે તોડાય તેમ નથી જ્યારે સત્ય વાર્તા પ્રગટ થશે અને પિતાશ્રી તરફથી માણસો શોધ માટે આવશે ત્યારેજ હું તે દિશા તરફ પગ મુકીશ માટે હાલ તો આપણે કોઇ મ્હોટા રાજ્ય સ્થાનમાં નોકર રહીએ એજ ઉચિત છે.

વારૂ, જેવી આપની આજ્ઞા,—એ પ્રમાણે પ્રધાનપુત્રે કહ્યું એટલે બેઉ મિત્રો આગળ ચાલ્યા, આગળ ચાલતાં તેમની દ્રષ્ટિએ એક ન્હાનું સરખું ગામ નજરે પડ્યું. જેવા તેઓ ગામમાં પ્રવેશે છે તેવાજ ઘરના આંગણા વચ્ચે બે ત્રણ માચાઓ પાથરેલા તેપર કેટલાક પટેલીઆઓ બેઠા બેઠા હુક્કો ગગડાવતા વાતોના તડાકા મારી રહ્યા હતા તેમાં એક મુખી પટેલ હતો. તે રાજકુમાર અને પ્રધાન કુમારને જોઇ ઉભો થયો અને સલામ કરી વિવેકથી કહ્યું.—પધારો, સાહેબ ક્યાંથી પધારો છો ? અમારા નસીબનું ઘર આપે પાવન કર્યું.

પ્રધાનપુત્રે કહ્યું.—મુખી પટેલ ! અમે દુર દેશથી આવીએ છીએ. વારૂ સાબ, વારૂ સાબ બિરાજો. બેઉ મિત્રો પ્રયાસથી શ્રમિત થયા હતા તેથી વિશેષ આગ્રહ ન કરાવતાં પાથરેલા માંચાપર બેઠા અને મુખી પટેલે કુવાપરથી ચોખું જળ મંગાવ્યું તે બેઉ મિત્રોએ હાથ પગ સ્વચ્છ કરી પીધું. પછી મુખી પટેલે દુધમાંની દસમી તૈયાર કરાવી તેથી બેઉ મિત્રોએ પોતાની ક્ષુધા શાંત કરી અને ચાલતી વખતે રાજકુમારે મુખી પટેલને પાંચ રૂપીયા આપવા માંડ્યા પટેલે આના કાની કરવા માંડી પરંતુ બેઉ મિત્રોએ અતિ આગ્રહ કરવાથી લીધા ત્યાંથી વિદાય થયા પછી આગળ ચાલતાં રાજકુમારે પ્રધાનપુત્રને કહ્યું.—

આહા ! આ ખેડુત વર્ગની સ્થિતિ તેઓ તનતોડ મહેનત કરે છે છતાં કેવી રંક છે ! તોપણ તેઓમાં કેટલી નમ્રતા, પ્રેમ અને આદર સત્કાર છે ? તેઓ બીચારાને રાજા દંડે, અધિકારી દંડે અને વળી વૈશ્યો ઠગે એ વિશેષમાં-રાજા શું કે રંક શું સર્વ કોઇ એની મહેનતથીજ જીવે છે છતાં એનેજ વેરા, કર વગેરેથી બોજાથી કચરી નાંખે છે.

વાચકપ્રિય ! અરણ્યની શોભા નિહાળતા આપણે પણ રાજપુત્ર અને પ્રધાનપુત્ર સાથે આટલા સુધી આવ્યા પરંતુ એ રાજપુત્ર અને પ્રધાનપુત્ર ક્યાંના હતા ? શામાટે તેમને વિદેશ નિકળવું પડ્યું હતું તે જાણી આપણી જીજ્ઞાસાને તૃપ્ત કરીયે.

# પ્રકરણ ૨ જું.

## વિજયનગર.

અનેક રિદ્ધિ સિદ્ધિયોથી પરિપુર્ણ વિજયનગર કરીને એક શેહેર હતું એ શહેરની રચના અસલી કારીગરોની કૃતિને દીપમાન કરતી હતી આ શહેરમાં જયરાજ નામે મહારાજા રાજ કરતો હતો તેમને બે રાણીઓ હતી એકનું નામ શીલવતી હતું અને બીજીનું નામ કમળા હતું. શીલવતી પતિવ્રતા અને સર્વ સદ્‌ગુણ સંપન્ન હતી. કમળા સ્વરૂપવાન છતાં ઇર્ષા તથા પ્રપંચોથી ભરેલી હતી તેથી તેણે અનેક હાવભાવ અને પ્રપંચોથી રાજાનું મન સંપાદન કર્યું હતું. રાજા એક્ આંખે તેણીનેજ જોતો અને શીલવતીને મહેલે ભાગ્યેજ જતો. છતાં શીલવતિ પતિ ધ્યાનમાંજ સદા નિમગ્ન રહેતી. કમળાએ શીલવતીને બાંધેલી જાગીર પણ ઇર્ષાથી મહારાજાને આડું અવળું સમજાવી પડાવી લઇ તેના બદલામાં ટુંક આજીવિકા બંધાવી આપી હતી. છતાં શીલવતી મહારાજાના ગુણજ ગાયા કરતી. પોતાના નેકવર્ત્તન અને શીલવતથી તેને એક પ્રતાપી કુંવરનો જન્મ થયો હતો જેને વિદ્યા, વિનય અને સદ્‌ગુણથી એક સદ્‌ગુરૂદ્વારા સારી કેળવણી આપી કેળવ્યો હતો આ કુમારનું નામ ચંદ્રરાજ પાડ્યું હતું. આ વખતે તેની વય લગભગ અઢાર વરસની હતી. કમળાએ પણ એક કુમારને જન્મ આપ્યો હતો તે નીચ હજુરીઆની સોબતમાં ઉછર્યો હતો અને સામાન્ય કેળવણી પામ્યો હતો. રાજા અને રાણીના અત્યંત લાલન પાલનથી અને સેવકજનોની સોબતથી તેનામાં દુર્ગુણોએ પ્રવેશ કર્યો હતો. આ સમયે તેની વય માત્રસોળ

વરસની હતી. તેનું નામ ઉદયરાજ પાડયું હતું. રાજનો માલીક અણુ માનીતી રાણી શીલવતિનો પાટવીકુમાર ચંદ્રરાજ થશે એથી કમળા રાણી હમેશાં ઇર્ષાથી બળતી હતી તેથી તે હમેશાં એવાજ તર્ક વિતર્ક રચતી કે કોઇ પણ પ્રકારે ચંદ્રરાજપર કાંઇ પણ એવું તહોમત ઢોળી પાડવું કે જેથી મહારાજા એને દેશ નિકાલની શીક્ષા ફરમાવે અને પોતાનો પુત્ર ઉદયરાજ રાજગાદીનો માલીક થાય. મહારાજા જો કે સર્વ પ્રકારે કમળારાણીને વશ થયા હતા છતાં સર્વ પ્રકારે નીતિવાન અને સદગુણી હતા. પ્રજાનું તન મનથી પાલન કરતા. મહારાજાના નેક ન્યાયથી પ્રજા તેમને પુર્ણ પ્રેમથી ચહાતી હતી. પોતાના સર્વ પ્રકારના અધમ હેતુઓ પાર પાડવાને કમળારાણીએ મહારાજાને દારૂનું દુર્વ્યસન પાડયું હતું અને મહારાજા જ્યારે એ દુષ્ટ મદ્યના ઘેનમાં પૂર્ણ રીતે ઘેરાતા તે વખતેજ કમળારાણી પોતાનો નીચ સ્વાર્થ સાધી લેતી. મહારાજા નીતિવાન અને કેળવાએલા હોવાથી તેઓ જો કે કમળારાણીને વિશેષ ચહાતા તોપણ તેના પુત્ર ઉદયરાજ કરતાં પોતાની અણુમાનીતી રાણી શીલવતિના પુત્ર ચંદ્રરાજપર વિશેષ પ્રેમ રાખતા. આથી કમળારાણી મનમાં બળતી હતી, અને કોઇ પણ પ્રકારે ચંદ્રરાજપર કોઇ પણ પ્રકારનું કલંક ચડાવવા માટ રચતી હતી, મહારાજાનો, પાટવીકુમાર ચંદ્રરાજપર વિશેષ પ્રેમ બંધાય તેમાં નવાઇ નહોતી. કારણકે તેણે કુમળી વયમાં સર્વ પ્રકારની કેળવની પ્રાપ્ત કરી હતી. વિનય અને સદગુણોની તો તેણે પોતાની માતુશ્રી તરફથીજ કેળવણી લીધી હતી. આથી કરી તેણે મહારાજાનો તો શું પણ સમસ્ત પ્રજાનો અને અધીકારી મંડળનો પણ સંપૂર્ણ પ્યાર મેળવ્યો હતો. રાજનિતિમાં તે

બીજો રામ હતો, રણુ સંગ્રામમાં તે બીજો પૃથુરાજ હતો અને હરિશ્ચન્દ્ર જેવો સત્યવક્તા હતો, વિદ્યામાં તે બીજો બ્રહસ્પતિ હતો, મહારાજાને સર્વ રાજનીતીમાં કુશળ એવો એક વિદુરરાય નામે પ્રધાન હતો, વિદુર જેવોજ એ રાજનીતિમાં કુશળ હતો તેથી તેનામાં જેવું નામ તેવા ગુણો હતા તેને સગુણુરાય નામે એક પુત્ર હતો. આ સુગુણુરાય અને પાટવીકુમાર ચંદ્રરાજ એ બેઉને, પ્રધાન વિદુરરાયે, સર્વ વિદ્યા કળામાં કુશળ એવા એક નીતિજ્ઞ ગુરૂ પાસે સર્વ શાસ્ત્રોનો અભ્યાસ કરાવ્યો હતો. તેથી બન્ને વચ્ચે સારી મૈત્રી બંધાઇ હતી. આથી કરી કમળારાણી પ્રધાન સુગુણુરાય અને ચંદ્રરાજની થતી પ્રશંસા સહન કરી શકતી નહિ, અને મહારાજા જ્યારે દારૂના કેફમાં હોય તે વખતે પ્રધાનપર પ્રજા પાસેથી રૂસવતો લેવાના અને રાજ્યને પાયમાલ કરવાના આરોપો મૂકી તેમને બંભેરતી મહારાજા નિશાની ધુનમાં સર્વ સાંભળતાં પરંતુ પ્રધાન પોતાના અધિક વિશ્વાસનું સ્થાન હોવાથી અને પ્રજાના પણુ પૂર્ણ પ્રેમનું પાત્ર હોવાથી રાણીની વાત મહારાજા ચિત્તપર ધરતા નહિ.

કમળારાણીને એક કુરમલ નામે ભાઈ હતો તે રાજ્યનો સેનાપતિ હતો તેનું હ્રદય એવું કઠોર હતુ કે—દયા, સુજનતા કે નીતિ શું વસ્તુઓ છે એ જન્મથીજ શીખ્યો નહોતો. એનામાં સર્વ પ્રકારના દુર્ગુણો હતા. કમળારાણી પોતાના ભાઇ કુરમલની સલાહથીજ સર્વ પ્રપંચ રચતી અને મહારાજાને અવળે માર્ગે દોરતી. કુરમલ્લે પણુ એવો દૃઢ નિશ્ચય કર્યો કે પ્રધાન સુગુણુરાય અને કુમાર ચંદ્રરાજ ત્રણેનો પ્રપંચ રચી વિનાશ કરવો. પરંતુ મહારાજા અને આખી પ્રજાનો તેમનાપર સંપૂર્ણ પ્રેમ અને વિશ્વાસ હોવાથી તે પોતાના કાવા દાવામાં ફાવી શકતો નહોતો.

આ વિજયનગરમાં કરવતરાય નામે એક શેઠ રહેતો હતો. તે બહુ પૈસાદાર હતો. વેપાર સિવાય રાજખટપટમાં પણ તે નીપુણ હતો. તેના વંશજોએ પ્રથમ તે રાજ્યનું દીવાનપણું કરેલું તેથી તેણે પણ ગમે તે કળા કરી દ્રવ્ય ખરચીને પણ એકવાર રાજ્યના પ્રધાન થવું એવો નિશ્ચય કર્યો હતો. આવા તેના હેતુથીજ તેણે સેનાપતી કુરમલ્લ સાથે મિત્રતા બાંધી હતી, અને સેનાપતિ કુરમલ્લ તથા કમળારાણી તેની કપટકળાનાજ રમકડાં હતાં. તે પોતાનો હેતુ પાર પાડવાને માટે અખુટ ધન વાપરવા લાગ્યો. આખરે તેણે પ્રધાનપર રૂસવત લીધાનું તહોમત મુકવા માટે દસ માણુસોને ઉભા કર્યા ખોટા દસ્તાવેજો તૈયાર કરાવ્યા અને પછી એ બાબત કમળારાણી મારફત મહારાજાને જાણ કરાવી.

એક દીવસ મહારાજા પોતાની રાણી કમળા સાથે વાર્ત્તાવિનોદ કરી રહ્યા છે તે વેળા કમળારાણીએ કહ્યું.—“ પ્રાણુનાથ ! રાજ્યમાં આ શું અંધેર ચાલે છે ? રાજ્યકાર્ય આપ બરોબર તપાસતા હો એમ જણાતું નથી, પ્રજાનો ઉભરાટ વધી ગયો છે. આપ વિશ્વાસુ હોઇ પ્રધાનપર સઘળો વિશ્વાસ મૂકી દીધો છે અને પ્રધાન ઉભે હાથે પ્રજાને લુંટે છે. રૂસવતોપર રૂસવતો ખાય છે આ પ્રમાણે વિશેષ ચાલશે તો પ્રજા પોકારથી સરકાર આપણું રાજ્ય તેમના સ્વાધીન કરી લેશે. આ બાબત હું આપને ઘણીવાર કહેતી આવી છું.—કહું છુ છતાં મ્હારા કરતાં પણ આપને પ્રધાનપર વિશેષ વિશ્વાસ હોવાથી મ્હારૂં બોલેલું તો બધું એળેજ જાય છે, હવે તો જુલમ વધતો જાય છે એ મ્હારાથી સાંભળ્યો જતો નથી. બીજાને તો શું પણ જેનો જીવ બળે તે વારંવાર તમને કડવાં વચન કહી કંટાળો આપે.

આટલું કહેવા છતાં પણ ન માનો તો તમે અને તમારૂં રાજ્ય. મારે નાહક તમારી ઇતરાજી શામાટે લેવી ! કંઇ વિપરીત બનશે ત્યારે મને યાદ કરશો."

કમળારાનીના આ વચનો સાંભળી મહારાજાએ ઉત્તર આપ્યો "પ્રિયા ! તમને કોઈ ઉંધું ચતું સમજાવે છે. પ્રધાનપર મ્હને એટલો વિશ્વાસ છે કે પ્રાણ જતાં પણ એ કદી રૂશવત ખાય નહિ તેમજ રાજ્યનું કે પ્રજાનું કોઇ કાળે અહિત થવા દે નહિ માટે આપ એ વિશે નિર્ભય રહો."

"પ્રાણનાથ ! બહુ થયું, રહેવા દો. આપને મુસદીઓની કપટકળાની શી ખબર પડે ? આપ કહો છો કે પ્રધાન રૂશવતી નથી પરંતુ એક માણસ તો શું પણ દશ માણસો પાસેથી એમણે હમણા જ રૂસવતો ખાધી છે એવી મ્હારે કાને વાત આવી છે, અને એ વાત સર્વાંશે સાચી છે. એ વાતની આપને ખાતરી કરવી હોય તો અહીંના શેઠ કરવતરાયને બોલાવી તેમનાથી ખાનગી રીતે વાકેફગાર થાઓ, પછી આપને ખબર પડે કે હું સાચી છું કે આપના વિશ્વાસુ પ્રધાન સાચા છે."

"વારૂ પ્રિયા ! એમ છે ત્યારે હું આજ એ વિશે પુરેપુરી ખાતરી કરી વાકેફગાર થઇશ. પરંતુ પ્રધાનપર મ્હને સંપૂર્ણ ભરૂંસો તેથી આપની વાત મિથ્યાજ ઠરશે." એ પ્રમાણે વાતચિત થઈ રહ્યા પછી મહારાજા ત્યાંથી ઉઠી પોતાના રાજદરબારમાં ગયા અને એક નોકરને મોકલી કરવતરાય શેઠને બોલાવ્યા અને તેમની સાથે ખાનગીમાં સર્વ મસલત કરી. કરવતરાય શેઠે જુઠા દસ્તાવેજને સાથે

દસ માણુસોને બોલાવી મહારાજા આગળ રજુ કર્યા. દસ મનુષ્ય-માંથી એક જણે હાથ જોડી મહારાજાને નિચે પ્રમાણે અરજ કરી.

"મહારાજાધિરાજ! અમારા માલીક આપ કે પ્રધાનજી? અમારા પાસેથી જબરાઇથી ખોટી ધમકી આપી અમને લુંટી લીધા અમારી પાસેથી બળાત્કારે જુદા દસ્તાવેજો લખાવી અમારી સહીયો લઇ લીધી અમારે આપ જેવા કૃપાળુ કદરદાન માલીક છતાં અમારાપર આવો જુલમ ગુજરે, એ અમારાથી સહન થઇ શકતું નથી મારા એકપર નહિ પણ અમારા દસે જણ પાસેથી આવી રીતે એમણે નાણાં બળાત્કારે કઢાવ્યાં છે. અમારા સિવાય બીજા પણ ઘણા માણસોપર જુલમ ગુજરેલો છે પરંતુ તેઓ બિચારા પ્રધાન-જીની ધાકથી જાહેરમાં પડી શકતા નથી. કરવતરાય શેઠે અમને પણ ધીરજ અને હિંમત આપી નહોત તો અમે પણ આપને જાહેર કરી ન શકત."

આ પ્રમાણે તેમનું બોલવું સાંભળી મહારાજાએ સઘળા કાગળો તપાસ્યા એવામાં કુરમલ્લે આવી મહારાજાને નમ્રતા પૂર્વક અરજ કરી કે—મહારાજ શ્રી! મ્હારે પણ પ્રધાનજીની આ ખોટી વર્તણુક બાબત આપને અરજ કરવાની હતી. પરંતુ આપની પ્રધાનજીપર સંપૂર્ણ શ્રદ્ધા તેથી આપને હું અરજ કરી શક્યો નહોતો પરંતુ સાચી વાત આખરે પ્રકાશમાં આવ્યા વગર રહેતી નથી આપના વિશ્વાસનો ગેર ઉપયોગ કરી આવી રીતે પ્રજાને રંજાડે એવા પ્રધાનને શું શિક્ષા કરવી એ આપ કદરદાન માલીકે વિચારવું જોઇએ. પ્રધાનની જગો તો આવા શ્રીમંત કરવતરાય શેઠ જેવાને

મળવી જોઇએ કે જે કોઇ વખતે રાજ્યને આપત્કાળે દ્રવ્યની સહાયતા પણ કરી શકે."

આ પ્રમાણે કુરમક્ષનું, કરવતરાય શેઠનું અને તર્કટી ખોટા ઉભા કરેલા માણસોનું બોલવું સાંભળી મહારાજાને પ્રધાનજીપર ખરાબ શક પેદા થયો, અને તેથી તેમણે સાચ જુઠની કાંઇ પણ ખાતરી કર્યા સિવાય પ્રધાનને બોલાવી તીરસ્કર ભરેલા શબ્દોમાં કહેવા માંડયું—પ્રધાનજી ! શરમ છે તમને ! કે મેં તમારાપર આટલો વિશ્વાસ મૂક્યો તેનો તમે છેવટે આવો દુરૂપયોગ કર્યો ? મારી ગરીબડી પ્રજાને આ પ્રમાણે રંજાડી ! તમે બળાત્કારથી તેમના પાસેથી રૂસવતો ખાઓ છો ! તમારી જગાએ બીજો કોઇ હોત તો હું તેને શી શિક્ષાએ પહોંચાડત એ કહી શકતો નથી. હવે હું તમારૂં કાળું મુખ જોવા માગતો નથી. મારી નજરથી એકદમ દૂર થઈ જાઓ, તમારૂં સર્વ કપટ ખુલ્લું થઇ ગયું છે. જુઓ આ દસ્તાવેજોમાં તમારી સહીયો ! તમારા અક્ષર હું બરાબર ઓળખું છું. આજથી તમને હું પ્રધાનપદથી વિમુક્ત કરૂં છું. આજથી આ રાજ્યના પ્રધાનની પદવી હું આ કરવતરાય શેઠને આપું છું તમારાથી હું બહુ દીલગીર છું તમારૂં કંઇ પણ સાંભળવા માગતો નથી. મારી નજરથી એકદમ દુર થઇ જાવ."

"કરવતરાય ! આજથી હું તમને આ રાજ્યના પ્રધાન નીમું છું." એટલું કહી મહારાજા શાંત પડ્યા. જતી વખતે પ્રધાને નમનતાઇથી અરજ કરી.—"મહારાજાધિરાજ ! આપ કાંઇ પણ સાચ જુઠની પરીક્ષા કર્યા વગર એક તરફી વાત માની મને રજા આપો છો તો હું રજા લઉં છું પરંતુ આવા સાહસ કર્મથી પાછળથી

આપને પસ્તાવો થશે. હું નિર્દોષ છું છતાં આ લોકોના ભમાવ્યાથી આપ ભમો છો. મારૂં કાંઇ પણ સાંભળવા આપ ઇચ્છતા નથી તો ભલે આપની આજ્ઞા હું શીરપર ચડાવું છું. જ્યારે ત્યારે પણ હું સત્યવાર્ત્તા આપને નિવેદન કરી–હું નિર્દોષ છું એની આપને ખાત્રી કરી આપીશ" એટલું કહી સલામ કરી પ્રધાન ત્યાંથી ચાલતોથયો

પ્રધાનના વિદાય થયા પછી કુરમલ્લ તથા કરવતરાય શેઠ રાજ્ય ચલાવવા લાગ્યા. પ્રજાને જેમ ફાવે તેમ રીબાવવા લાગ્યા. જોરજુલમથી નાણાં કઢાવવા લાગ્યા. કમળારાણી પોતાને સ્વાધીન હોવાથી અને મહારાજા કમળારાણીના સ્વાધીન હોવાથી તેમના રાજ્ય કારભારમાં કોઇ નડતર કર્ત્તા નહોતું છતાં હજુ તેમને એક મહા ભય હતો. મહારાજાનો પાટવીકુમાર ચંદ્રરાજ તેમની વિરૂદ્ધ પક્ષમાં હતો. મહારાજા પછી રાજ્યનો પણ વારસદાર એ હતો. મહારાજાની પણ એનાપર પૂર્ણ મરજી હતી. વળી મહારાજાએ પ્રધાનને કાંઇ પણ કારણ તપાસ્યા વગર પદભ્રષ્ટ કરવાથી એનું અંતઃકરણ દુઃખાયું હતું પરંતુ પિતાશ્રી પોતાની સાવકી માતા અને નાશાવશ હોવાથી તેણે પણ એ વીશે મહારાજાને કંઇ કહ્યું નહોતું ચંદ્રરાજ માજીપ્રધાનથી મળેલ છે. વળી પ્રધાનપુત્ર સાથે પણ તેને પૂર્ણ મિત્રતા છે એવું કુરમલ્લ તથા કરવતરાય જાણતા હતા તેથી મોડું યા વહેલું કોઈ વખતે એ આપણું વૈર લેશે એવો એમને ભય હતો. વળી કમળારાણી પણ પોતાનો કુમાર ઉદયરાજ રાજ્યગાદીનો વારસ થાય માટે પાટવીકુમાર ચંદ્રરાજને ગમે તે યુક્તિએ કલંકિત કરી .મહારાજાના તિરસ્કારનું પાત્ર બનાવી દેશનીકાલ કરાવવા કરવતરાય અને પોતાના ભાઇ કુરમલ્લને ઉસ્કેરતી હતી. કરવતરાય

અને કુરમલ્લ કુમાર ચંદ્રરાજને પદભ્રષ્ટ કરવાની યુક્તિઓ શોધી રહ્યા હતા પરંતુ કુમાર સદ્દગુણી હોવાથી તેમજ મહારાજા અને પ્રજાની પ્રીતિનું પાત્ર હોવાથી તેઓ પોતાની કોઈ પણ યુક્તિમાં ફાવી શકતા નહોતા.

એક દિવસે કુરમલ્લ અને કરવતરાય પરસ્પર વાતો કરી રહ્યા હતા તે વેળા કરવતરાયે કહ્યું—કુરમલ્લજી ! મ્હને એક યુક્તિ યાદ આવી છે. તે જો પાર પડે તો કુમાર ચંદ્રરાજને પદભ્રષ્ટ કરી શકાય તમને એ યુક્તિ ઠીક જણાય તો કહું. કુરમલ્લે કહ્યું—પ્રધાનજી ! એવી શી યુક્તિ છે કહો ને ? યુક્તિને અમલમાં લાવવી એ મારૂં કામ. શીર જાય એવું કામ હશે તોપણ તે હું બજાવીશ. કુરમલ્લે કહ્યું.—સાંભળો, ત્યારે કહું છું, કુમાર ચંદ્રરાજને ત્યાં રસોઇયો છે તે જે દામ માગે તે દામ આપી તેને ફોડવો. અને કુમાર ચંદ્રરાજના વરસગાંઠને દિવસે આપણુ રાજાઓએ કુમાર ઉદયરાજ સહિત ત્યાં જમવા જવું તે વેળા ઉદયરાજના ભોજનની ચીજમાં વિષ નંખાવવું, ઉદયરાજને ભોજન ન જમવા અગાઉથી સમજુત આપી રાખવી. પછી એ વિષવાળું ભોજન રાજાશ્રી આગળ લઈ જવું અને કુમાર ઉદયરાજને વિષ આપવાનું તહોમત ચંદ્રરાજપર ઢોળી પાડવું આથી કરી મહારાજા તેમનાપર ક્રોધે ભરાઈ દેશ નિકાલની સિક્ષા ફરમાવશે. આજથી ત્રીજા દીવસપર તેમની વરસગાંઠ છે. આ પ્રમાણે વાતચિત ચાલે છે એવામાં કુમાર ચંદ્રરાજ ત્યાં આવ્યા. વાતચિત થતી બંધ પડી અને કરવતરાયે કહ્યું.—આવો કુમારશ્રી ! બિરાજો. ચંદ્રરાજે કહ્યું—પ્રધાનજી ! સેનાપતી સાહેબ સાથે રાજ્ય પ્રકરણીય શી મસલત ચલાવી રહ્યા છો ? કરવતરાયે કહ્યું—એ તો

આપ વિશેનીજ. ચંદ્રરાજે કહ્યું—મ્હારા વિશેની શી ! કુમારશ્રી, પરમ દિવસે આપની વર્ષગાંઠ છે તે દિવસે સારી ધામધુમ કરવી. સર્વ અમીર ઉમરાવ અને અમલદાર વર્ગને જમવા આમંત્રણ મોકલવાં. આપની વર્ષગાંઠને દિવસે ખરચ ન થાય ત્યારે ક્યારે થાય? ચંદ્રરાજે કહ્યું—પ્રધાનજી ! આપનાથી મ્હારો ઉલટો મત છે. વિશેષ ખરચ કરવાની જરૂર નથી. રાજ્યને હાલ કરજ છે. મ્હારૂં ખરચ રાજ્ય ખરચમાંથી પાડવા જરૂર નથી. મ્હને જે નીમનોક મળે છે. તેમાંથી મ્હને યોગ્ય લાગશે એટલુંજ ખરચ કરીશ. આપણા પરિમિત મંડળ શીવાય બીજાને આમંત્રણ કરવાની જરૂર નથી. આ સાંભળી પ્રધાનજીએ કહ્યું—કુમારશ્રી ! ધન્ય છે આપને ! ન્હાની વયમાંથી આપની વિશાળ બુદ્ધિ અને રાજ્યકાર્યમાં પણ સારી પ્રવીણતા જોઈ મને આનંદ થાય છે. રાજકુમારમાં જે યોગ્ય ગુણો જોઇએ તે આપનામાં છે રાજ્યને કરજ છે માટે વિશેષ ખરચ ન કરવું એવું સમજનારા આપના જેવા થોડાજ રાજકુમારો હશે. મ્હારો પણ એવોજ મત છે કે આપની વાડીમાંજ આ સર્વ ગોઠવણ કરવી.

કુમારના વિદાય થયા પછી દુરમલ્લે કરવતરાયને કહ્યું—પ્રધાનજી ! ધાટ તો ઠીક બંધ બેસતો ઉતર્યો છે તમે પણ કુમારને ઠીક ચડાવ્યો. હવે રસોયાને ફોડવાની વ્યવસ્થા હું કરીશ એ બાબત આપ નિર્ભય રહેજો.

પ્રપંચી પક્ષનો જય થયો. સત્ય માર્ગે ચાલનાર પક્ષપર વિપદ વાદળ તુટી પડવાનો સમય સમીપ આવ્યો. વૈશાખ સુદ ૩ ને

દિવસે પાટવીકુમાર શ્રી ચંદ્રરાજનો મહેલ શણગારવામાં આવ્યો ત્યાં નવ નવા વાજીંત્રો વાગવાં લાગ્યાં ગવૈયાઓ જુદી જુદી રાગ રાગણીઓમાં ગાવા લાગ્યા. આમંત્રેલા અમીર ઉમરાવો અને અમલદારો કુમારના મહેલમાં ભભકાભેર ભરાવ્યા લાગ્યા. કુમાર ચંદ્રરાજ જે હર્ષાવેશમાં અત્યારે આમતેમ ફરતો હતો તે નિર્દોષ કુમારપર થોડાજ વખતમાં કેવું વિપદવાળ તુટી પડવાનું છે તે ચંદ્રરાજની પ્રારબ્ધ દેવી અને પ્રપચી ટોળી શિવાય કોઇ જાણતું નહોતું. કુમાર આમંત્રેલા સર્વને યોગ્ય માનથી સત્કાર કરવા લાગ્યો. એટલામાં કુમાર ઉદયરાજ પ્રધાન કરવતરાય અને સેનાપતી કુરમલ વિગેરે આવ્યા તેમને યોગ્ય સન્માન આપી યોગ્ય આસને બેસાર્યા. પછી પંડીત જનોના કેટલાક પ્રશ્નોત્તર થયા. ભાટ ચારણોના કેટલાંક કવીત બોલાવ્યાં. વિદ્વજ્જનોના કેટલાંક વ્યાખ્યાનો થયાં. ગણિકાઓના નૃત્યગાન થયાં. એ સઘળું થઇ રહ્યા પછી પ્રધાનજીએ ઉભા થઇ કુમારશ્રીની યોગ્યતા માટે તેમની પ્રસંસા રૂપ કેટલું ભાષણ કર્યું. કુમારશ્રીએ ઉભા થઇ તેમનો આભાર માન્યો અને રાજાની, પ્રજાની અને રાજપ્રધાનની એક બીજા તરફ શી શી ફરજો છે. કેવી વ્યવસ્થાથી રાજા અને પ્રજા સુખી થાય ! એ વિશે ટુંકમાં પણ અસરકારક શબ્દોમાં છટાદાર જુસ્સાબંધ ભાષણ કર્યું. પ્રધાન સહિત સર્વ પ્રજા સ્તબ્ધ થઇ ગઇ અને પ્રજા તથા અનેક અમલદારોના મન આનંદથી ઉભરાઇ આવ્યાં સર્વ અંતઃકરણથી કુમારને ધન્યવાદ આપવા લાગ્યા અને સર્વ બાજુથી મહારાજકુમારનો જય થાઓ. એવો ધ્વનિ પ્રકટી રહ્યો.

પણ અરે બીચારા માનવ ! ત્હારૂં પ્રારબ્ધ કેવું વિચિત્ર છે !

અરેરે ! પ્રારબ્ધની ગતિ જાણવા તું અસમર્થ છે ? પ્રારબ્ધ આગળ તું ધૃતરાષ્ટ્ર જેવો છે. પ્રારબ્ધની સ્ફુરણા તું જાણવા જો સમર્થ હોત તો તારામાં અને ઇશ્વરમાં શું ફેર હતો ? તું જીવ જીવ અને જીવજ છે ! તું સદા પરતંત્રજ છે ! તને સ્વતંત્ર કહેનાર કોઇપણ વ્યવહારી મૂર્ખજ છે.

જે કુમારને અત્યારે હજારો આશિર્વાદ અને ધન્યવાદ અપાય છે તેજ કુમારને ઘડી પછી એના એજ માણસો કેવી રીતે ધિક્કારશે ? અને તે પણ નિર્દોષને ? અરે કુમાર મહેલમાં એકઠા થએલા જીવો ! તેનું તમને જરા પણ સ્વપ્ન છે ?

સભા વિસર્જન થઇ. ભોજન માટે આમંત્રાએલો અમુક વર્ગજ બાકી રહ્યો. ભોજનશાળામાં અધિકાર પ્રમાણે એ વર્ગ ક્રમવાર ગોઠવાઇ ગયો. ભોજનના થાળો પીરસાઇ સર્વના મુખ આગળ આવી ગયા. રસેન્દ્રિય વશ કેટલાક પુરૂષોની રસેન્દ્રિયમાંથી પાણી શ્રવવા માંડ્યું એટલામાં કુમારશ્રી ચંદ્રરાજે સર્વને ભોજન લેવા અનુમતિ આપી. અનુમતિ આપતાંજ ચંદ્રરાજનો લઘુ ભ્રાતા કુમાર ઉદયરાજ ભોજનને ખુબ તપાસતો હોય એવો ડોળ કરી ભોજનપરથી એકદમ ઉભો થઇ જઇ પ્રધાનજીને કહ્યું.—

" પ્રધાનજી ! દીલગીર છું. કંઇ કપટ છે આ ભોજન જમવા યોગ્ય નથી, એમાં કંઇ વિષનું મિશ્રણ થયું હોય એવો મને એના સહજ રંગપરથી ભાસ થાય છે " આ સાંભળી પ્રધાને કહ્યું !

" અરે કુમારશ્રી ! ગાંડા થયા હો કે શું ? એવી અઘટીત વાત ઉચ્ચારતાં શરમાતા નથી. જમી લ્યો, તમારા ભાઇ તમારા

દુશ્મન હશે ખરૂં કે ? ( પોતાની થાળીમાંના ભોજન તરફ દ્દષ્ટિ કરી મને તો આ ભોજનમાં કાંઇ જણાતું નથી. વ્હેમ લાવ્યા વિના છાનામાના જમી લ્યો ! "

" પ્રધાનજી ? હું કદી જમનાર નથી. મને ભોજનના બદલાતા રંગપરથી પુરો શક જાય છે. હમારા જ્યેષ્ટ ભ્રાત થઇ એમને આવું નીચ કૃત્ય કરવું ઘટતું નથી. પ્રધાનજી ? એકદમ પિતાશ્રીને બોલાવો અને મ્હારા આ ભોજન થાળને કબજે રાખો "

" કુમાર ? એમ ઉતાવળા શા સારૂ થાઓ છો ? લ્યો અને આ કોઇ જમતા નથી. " એમ કહી પોતાના એક વિશ્વાસુ અમલદારને માહારાજશ્રીને તેડવા મોકલ્યો. માહારાજશ્રી આવ્યા, અને ભોજન તપાસ્યું. સર્વના થાળો જોયા તેમાં ફક્ત કુમાર ઉદયરાજના ભોજનનો રંગજ લીલો થયેલો જોયો. માહારાજાને અચંબો થયો અને કુમાર ચંદ્રરાજ તરફ શોક ભરી મુદ્રાયે પુછ્યું—કેમ ચંદ્રરાજ ! આ ઉદયરાજના ભોજનનો રંગ આવો કેમ છે ? ચંદ્રરાજે વિનય પૂર્વક કહ્યું. પૂજ્ય પિતાશ્રી ! એ વિશે હું કશું જાણતો નથી. મ્હારા રસોયાને પૂછવાથી માલુમ પડશે. " રસોયાને બોલાવ્યો અને માહારાજાએ પુછ્યું—અરે નીચ ! બોલ સાચું. આ ભોજનમાં શું ભેળવ્યું છે ? રસોયાએ ધ્રુજતાં ધ્રુજતાં જવાબ દીધો સાહેબ ! હું કાંઇ જાણતો નથી.

" અરે ! નીચ પાપી ! સાચી વાત બોલ નહિ તો આ સમશેરથી તને ઠાર કરીશ "

" સાહેબ સાચું કહું પણ મ્હારી જીભ ઉપડતી નથી. " એટલે પ્રધાને કહ્યું શા માટે ડરે છે ? સાચું બોલી દે ઝટપટ. "

" પ્રધાનજી સાહેબ ! આ માહારાજ કુમાર સાહેબે હુકમ કર્યો તેથી મ્હે.....................માહારાજ ક્રોધાવેશમાં આવી જઇ ચંદ્રરાજપર સમશેર ઉપાડી મારવા ગયા એટલામાં કેટલાક અમલદારોએ વચમાં પડી તેમને અટકાવ્યા. માહારાજા પૂર્ણ ગુસ્સાના આવેશમાં આવી " નીચ કુલાંગાર ! મ્હારી દૃષ્ટિથી એકદમ દૂર થઇ જા ! અરરરર ! પોતાના લઘુ ભ્રાતનોજ ઘાત ! ધિક્કાર છે તને ! મ્હારો પુત્ર થવાને ત્હું તદ્દન નાલાયક છે ! શરમ છે તને ! મ્હારા અધિક લાલન પાલનનું ત્હું આ પરીણામ લાવ્યો ! હું તારૂં કાળું મુખ વિશેષ સમય જોઇ શકતો નથી. આ રાજ્યની સીમમાં ત્હારે આજથી પગ મુકવો નહી ! સત્વર અહિંથી ચાલ્યો જા ! મ્હેં આવા દુષ્ટ હૃદયનો તને કદિ પણ ધાર્યો નહોતો. આ સર્વ અમલદારો વચમાં પડયા ન હોત તો હું અત્યારેજ ત્હને ત્હારા નીચ કર્મનો યોગ્ય બદલો ક્યારનો આપી દેત. "

સ્વભાવે ધીર પ્રકૃતિનો છતાં પોતાનાપર અચાનક આવી પડેલા આળથી તેના નેત્રમાં અશ્રુ ભરાયાં અને તેના કોમળ મર્મ સ્થાનપર વજ્ર પ્રહાર થયો હોય તેવું થયું પોતે નિર્દોષ છતાં કલંકિત ઠરવાથી ત્હેનું હૃદય દુઃખથી ચીગવા લાગ્યું. પિતાશ્રીનું દરેક કટુ વચન તેના હૃદયને વીંધવા લાગ્યું આખરે સ્વસ્થ થઇ અને મનને કઠીન કરી આર્ત્ત સ્વરે કહેવા લાગ્યો.

" પૂજ્ય પિતાશ્રી ! આપની આજ્ઞા માટે જ આ શરીર છે. હું નિર્દોષ છું. છતાં આપની દૃષ્ટિયે પ્રપંચીયોના પ્રપંચથી દોષવાન ઠર્યો છું ! પિતાશ્રી ! શા માટે અટકો છો ! અરે ! એક નીચ કપુત્ર કે જે પોતાના લઘુ ભ્રાતાનોજ પ્રાણ ઘાતક ત્હેનાપર દયા કેવી !

આપની દૃષ્ટિયે હું દોષવાન ઠરવા છતાં આપજ મ્હારો પક્ષપાત કરી મ્હારો શીરચ્છેદ કરતાં અટકો, એ આપનાજ ક્ષત્રીત્વમાં, શુરત્વમાં અને રાજનિતીમાં ખામી છે. ગુન્હેગાર પોતાનો ચહાયતો વ્હાલામાં વ્હાલો કુમાર હોય કે કોઇ ગરીબ હોય પરંતુ રાજાના નેક ન્યાય આગળ બેઉ સરખાજ છે. દીલગીર છું કે એક મહાન અપરાધીને પોતાના નોકર વર્ગના અટકાવવાથી પાછા હઠી જઇ અથવા તો પાછા હઠી જવાનો ખોટો ડોળ કરી આપ કલંકિત થઓછો ? આ આપની સન્મુખ રહ્યું આપના કુપુત્રચંદ્રનું શિર ! શા માટે અટકો છો ? એકદમ ઉડાવી નાંખી રાજનિતિને શોભાવો આપનાજ સ્વહસ્તથી મ્હારો શીરચ્છેદ થાય એવું મ્હારૂં કયાંથી સદભાગ્ય ! ”

માહારાજા આ સાંભળી જરા શાંન્ત પડી કહ્યું. “જા, જા, તું અહીંથી ચાલ્યો જા, પિતાએ પુત્ર ઉપર ઘા કરવો યોગ્ય નથી ” પ્રધાનજી ! કુમારને અહિથી લઇ જાઓ ?

જતાં જતાં ચંદ્રરાજે કહ્યું–પિતાશ્રી ? દીલગીર છું તમારે માટે તમે મધવશ થઇ જઇ પ્રપંચી લોકોની જાલમાં ફસાયા છો. તમને, તમારી પ્રજાને અને રાજ્યને એ પ્રપંચી લોકો પાયમાલ કરશે. એ ખુબ યાદ રાખજો. મ્હારાપર એ લોકોએ જે કલંક ચઢાવ્યું છે તેમને એકે એકને વીણી વીણીને હુ યોગ્ય શિક્ષાયે પહોંચાડવા સર્વ પ્રકારે સમર્થછું. પણ પિતાશ્રી દીલગીર છું તમારા માટે પૂજ્ય પિતાશ્રી ? આજથી મ્હારે આ નગરનું પાણી જ્યાં સુધી સત્યવાર્તા બહાર નથી આવી ત્યાં સુધી હરામ છે. અરેરે ! પણ સત્યવાર્તા જ્યારે પ્રકાશમાં આવશે ત્યારે આપને પૂર્ણ કષ્ટ થશે, એ પ્રથમથી જાણી મ્હારૂં હૃદય દુ:ખાય છે–” એટલું કહિ એ ચાલતો થયો.

માહારાજા એના ગયા પછી થોડી વાર વિચારમાં પડ્યા રખેને ચંદ્રરાજ નિર્દોષ ન હોય ! એ વિચાર ઉત્પન્ન થતાં પહેલાં તો કરવતરાયે ઈસારો કરવાથી રસોયાએ બનાવટી એક હજાર રૂપીઆની હુંડી ચંદ્રરાજે ઇનામમાં આપેલી તે બતાવી. આથી કરી માહારાજાના કુમારના પક્ષમાં ઉત્પન્ન થતાં( તમામ વીચારો એકદમ શાંન્ત પડી ગયા અને વીચાર થયો કે દ્વેષભાવને વૈરભાવને વશ થઇ કોઇના શીખવવાથી એણે આવું પગલું ભર્યું હશે. કુમાર ચંદ્રરાજ ખિન્નવદને ત્યાંથી પોતાની માતા પાસે ગયો. માતાએ પુત્રનું મુખ ઉતરી ગયેલું જોઇ પૂછ્યું–" ભાઇ ! આજ મ્હને ત્હારૂં મુખ પડી ગયેલું કેમ ભાસે છે ? ત્હારા પિતાશ્રી કાંઇ અકારણ બોલ્યા તો નથી. " ઉત્તરમાં ચંદ્રરાજે કહ્યું—" કંઇ નહિ માતુશ્રી ! હું આપની આજ્ઞા લેવા આવ્યો છું. આજથી મ્હારે આ શેહેરનું પાણી પીવું હરામ છે. પિતાશ્રીની નજરે હું દોષ મુક્ત થઇશ ત્યારેજ હું આ નગરનું અન્ન જળ લઇશ. પિતાશ્રીયે પ્રપંચી પ્રધાનની કપટજાળમાં ફસાઇ વગર વિચારે મ્હારાપર જે કલંક ચઢાવ્યું છે અને તેથી મને જે વચન બાણુ માર્યા છે તે મ્હારાથી સહન થઇ શકતાં નથી. " રાજમાતાએ દીલગીર થઇ પૂછ્યું "બાપુ ! એ શી રીતે બન્યું તે કહે તો ખરો ? ચંદ્રરાજે કહ્યું—'માતુશ્રી ! અત્યારે એ કહેવાનો વખત નથી. પિતાશ્રીયે મ્હને એકદમ નગર છોડી જવાનો હુકમ કર્યો છે અને તે હુકમ ગમે તેવો હોય તોપણુ અત્યારે મ્હારે તેને તાબે થવું, એ મ્હારો ધર્મ છે. હું આપને એટલુંજ જણાવું છું કે મ્હારા રસોયાને પ્રધાન તથા કુરમલ્લ વિગેરે ખટપટી માણસોએ જે લાંચ આપી તેને ફોડી [illegible] ભોજનમાં વિષ [illegible] આવ્યું

અને એ કૃત્ય મ્હારા કહેવાથીજ રસોયાએ કર્યું. એવું રસોયાને શીખવી રાખેલું, તેથી પિતાશ્રી મ્હારાપર ક્રોધે ભરાયા, અને મને દેશનિકાલની સજા ફરમાવી છે. હાલ હું જાઉં છું, તું જરા પણ ફીકર કરીશ નહિં હું તારી કુખે જનમ્યો હઇશ તો તેનું વખત આવે વૈર લઇશ સાચી વાત કોઈ દીવસ છાની રહેતીજ નથી. અને પાપીઓ આખર સુધી કદી ફાવતાજ નથી અને ફાવવાના પણ નથી. ”

પોતાના નિર્દોષ સુકુમાર બાળપર આવી અણધારી આફત આવી પડવાથી તે ચોધાર આંસુએ રૂદન કરવા લાગી. પોતાનું દુઃખ વિસરી ગઇ અને પુત્ર કષ્ટથી તેનું અંતઃકરણ ચીરાવા લાગ્યું.

માતાને રૂદન કરતી જોઇ કુમાર તેને ધીરજ આપવા લાગ્યો અને તેનું હૃદય પણ ક્ષણવાર નરમ થયું પરંતુ તેને મહા પ્રયાસે કઠીન કરી કહેવા લાગ્યો. 'માતુશ્રી ? તું શા માટે રૂદન કરે છે ? ભાવિથી કોઇ બળવાન નથી. મહાનપુરૂષોપરજ આફત આવી પડે છે. અને સહન પણ તેમનાથીજ થઇ શકે છે. મ્હારા સમ તું રડતો. જોને સતિ તારામતિને હરિશ્ચંદ્રને કેવું કષ્ટ પડયું હતું ? ધ્રુવથી મ્હારાથી પણ ન્હાની ઉમ્મરમાં માતાથી જૂદું પડવું પડયું હતું. ક્ષત્રીય માતાઓ પણ આમ નરમ બની રડશે તો પછી પૃથુ-રાજ, ભીમ, અર્જુન, નળ અને પ્રતાપ જેવાને કોણ જન્મ આપ-શે ? માટે તું છાની રહે હાલ હું કોઇ મોટા રાજ્યસ્થાનમાં જાઉં છું, અને ત્હારા પ્રતાપે કરી ત્યાં નોકર રહીશ સારો યશ પ્રાપ્ત કરી આ઼રા વૈરીયોનું વૈર હું લઇશ. તું જરા પણ ફીકર કરીશ નહી આખી પ્રજા મ્હને ચાહે છે. અને દુષ્ટ કરવતરાયથી ટુંક

મુદતમાં કંટાળી ગઇ છે. મ્હારા ગયા પછી થોડાજ વખતમાં પ્રજા પોકાર થશે. આખા રાજ્યની પ્રજાનો અને કેટલાક અમલદારોનો વિચાર માજીપ્રધાન વિદુરરાયને ફરી પ્રધાનપદ અપાવવાનો છે. કરવતરાય વિરૂદ્ધ સરકારમાં અરજીઓ પણ ઘણી ગઇ છે તેથી હુંક મુદતમાં વિદુરરાય ફરી પ્રધાન થશે કારણકે જો તેમ થવામાં પિતાશ્રી આનાકાની કરશે તો આખી પ્રજા સરકારમાં ફરીયાદે જશે અને તેમ પિતાશ્રી થવા નહિ દે. માટે જ્યાં વિદુરરાય ફરી પ્રધાન થયો કે તુરતજ તેઓ મ્હારાપર મૂકેલા કલંકથી મ્હને મુક્ત કરશે. પિતાશ્રી પોતાની ભૂલ માટે બહુ દુઃખી થશે અને મ્હારી શોધ માટે માણસો મોકલશે, આ કાર્ય થોડીજ મુદતમાં થશે કારણ કે પાપીઓના પાપનો ઘડો ભરાઇ રહ્યો છે. પ્રજા છેક કંટાળી ગઇ છે. પ્રધાનજી વિદુરરાય ગુપ્ત રીતે સર્વ તજવીજ કરી રહ્યા છે. પરંતુ હમણા ત્હારે આ વાર્તા બહાર ન પાડવી. માટે માતુશ્રી ! ધીરજ રાખો. હવે હું જાઉં છું. અહીં વિશેષ ટકવું હવે મ્હને યોગ્ય લાગતું નથી. " આ સાંભળી માતાએ કહ્યું—વારૂ ભાઇ, મારે સીખાવો તમારા શરીરનું જતન કરજો, મ્હારી ફીકર કરશો નહીં, અને સારો યશ મેળવી વ્હેલા પધારજો. અરરર ! બાપુ ! આ કુમળી વયમાં ત્હારે દેશવટો—એમ બોલતાં વળી તેનું હૃદય ભરાઇ આવ્યું પરંતુ તેને સત્વર કઠિન કરી કહ્યું " બાપુ ! જ્યાં જાય ત્યાંથી ત્હારા આરોગ્યના સમાચાર લખતો રહેજે.

વારૂ માતુશ્રી ! કહિ, કુમાર ચંદ્રરાજ માતાના મ્હેલથી વિદાય થયો. માર્ગમાં તેને પ્રધાનપુત્ર સગુણરાજ મળ્યો અને ચંદ્રરાજને જોઇ તેણે કહ્યું:—

મિત્ર ! ખેદ કરશો નહિ. આફતમાંજ મિત્ર કામ આવે છે. તમારાપર ગુજરેલી સર્વ હકીકતથી હું વાકેફ થયો છું, અને માતા પિતાની બળાત્કારે પણ રજા મેળવી આપની સાથે ચાલવા તૈયાર થઇ આવ્યો છું. આ સાંભળી ચંદ્રરાજે કહ્યું—મિત્ર ! મ્હારા માટે ત્હારે આટલું દુઃખ શામાટે વહોરી લેવું પડે છે ! માટે પાછા જાઓ પ્રધાનપુત્રે કહ્યું—મિત્ર, મિત્રજ સાથેજ શોભે. મિત્ર સાથે સુખ દુઃખમાં ફરવું અને ભાગીદાર થવું એ દુઃખ વહોરવાનું નથી, પણ સુખ વહોરવાનું છે. સુખમાં તો હું ત્હારી સાથે અને દુઃખમાં તું એકલો અને વળી આવી હાલતમાં ? ત્યારે ત્હારી સાથેની મ્હારી મૈત્રીનેજ ધિક્કાર છે માટે હવે સત્વર ચાલો. હું પાછો કદી ફરનાર નથી.

પ્રિયવાચક ! વાર્તાની શરૂઆતમાં અરણ્યમાં આપણે જે બે કુમાર અવલોકયા તે આજ હતા.

---

# પ્રકરણ ૩ જું.

## સાહસકર્મથી થતો તીવ્ર પશ્ચાત્તાપ.

ઇશ્વરી બનાવ સિદ્ધ થયો. નિર્દોષી કુમારપર વિપદવાદળ તુટી પડયું, કલંકિત થયો, અને પ્રારબ્ધ પ્રવાહમાં મિત્રનો હસ્ત પકડી તણાતો ચાલ્યો. અરણ્યની શોભા નીહાળતો જગદીશની કૃતિથી અજાયબ થતો, માતાના સ્મરણથી અશ્રુ સારતો અને મિત્ર સાથે અનેક વાતો કરતો ચાલ્યો. અચાનક આવી પડેલી આફતથી ચક-

ળાતો અમુઝાતો ચાલ્યો. રાજકુમારીના આકસ્મિક મેળાપથી પ્રેમની લુંટ ચલાવતો લુંટાતો ચાલ્યો, ખેડુવર્ગનો અતિથિ સત્કાર સ્વીકારતો ચાલ્યો. અને સંધ્યા સમયે એક મહાન નગરની ભાગોળે આવી પહોંચ્યો.

વાચકવૃંદ ! વિજયપુરમાં, કુમારના ગયા પછી શી હકીકત બની એ વિશે આપણે માહીતગાર થઇએ. કુમાર ચંદ્રરાજને દેશવટો આપ્યાની વાત આખા ગામમાં પ્રસરી ગઇ. કુમાર ચંદ્રરાજ પોતાના ન્હાના ભાઇ ઉદયરાજને ઝેર આપે એ વાત પ્રજાવર્ગ કે અધિકારી વર્ગમાંના કોઇ પણ મનુષ્યના માન્યામાં આવી નહિ. તેઓને એમ નિશ્ચય હતો કે કુમારથી આવું ઘોર કૃત્યજ થાયજ નહિ. માટે આમાં કાંઈ છળ કપટ હોવું જોઇએ. આ સઘળો પ્રપંચ પ્રધાન કરવતરાય અને સેનાપતિ કુરમલ્લેજ રચ્યો હોવો જોઇએ કારણ કે બીજાની આટલી હિંમત ન ચાલી શકે, વળી આ ઘાટ રચવામાં તેમનો એજ હેતુ હશે કે જો ચંદ્રરાજ અહિંથી ખસે તો આપણે મનસ્વીપણે રાજ્ય ચલાવવામાં કશી નડતર રહે નહિ અને રાજ્યનો માલીક પણ ઉદયરાજ થાય. આ પ્રમાણે પ્રજાવર્ગમાં અને કેટલાક અધિકારી વર્ગમાં ચંદ્રરાજના ગયા પછી આવી વાતો ચાલતી હતી. દિવસે દિવસે પ્રજાપર જુલમ વધવા મંડ્યો. પ્રજા છેક કંગાળી ગઇ તેમાં ચંદ્રરાજપર થએલા અન્યાયથી તેમાં વૃદ્ધિ થઇ. ઉપરા ઉપર સરકારમાં પ્રધાન વિરૂદ્ધ અરજીઓ ગઇ, સરકારમાંથી આખરે એવા મતલબનો હુકમ આવ્યો કે " પ્રજાપર બહુ જુલમ ગુજરે છે પ્રજાને યોગ્ય ન્યાય મળતો નથી. નવા નીમાયલા પ્રધાન કરવતરાય પ્રધાનની જગોને માટે યોગ્ય નથી, માટે આ દેખત ઓરડરથી તરે તમારા રાજ્યના પ્રધાનની જગો તમારા રાજ્યના માજીપ્રધાન

વિદુરરાયને આપવી એમાં વિલંબ થશે તો તમારૂં રાજ્ય ખાલસા કરવામાં આવશે." આ હુકમ લઇ પોલીસ સ્વાર મહારાજા પાસે આવ્યો અને રૂબરૂમાં સરકારી લખોટો આપ્યો. મહારાજાએ તે ફે- ડયો અને ખોલી વાંચી જોયો, અને સ્વારને રજા આપી.

પ્રધાનની જગો પાછી વિદુરરાયને મળી. કરવતરાય અને કુરમલ્લને રાજથી દુર કરવામાં આવ્યા વિદુરરાયે પોતાનાપર અને કુમાર ચંદ્રરાજપર કરવતરાયે ખોટાં આળ ચડાવ્યા બાબત મહારાજાને ખા- તરી કરી આપી મહારાજા પોતાની ભુલ માટે બહુ પસ્તાવા લાગ્યાં કરવતરાય અને કુરમલ્લ ક્યાં ગયા તેનો પત્તો મળ્યો નહિ. મહારાજા પોતાના પાટવીકુમાર ચંદ્રરાજ પર બેહદ જુલમ ગુજાર્યાથી અંતઃ કરણમાં દુઃખી થવા લાગ્યા અને પોતાની જે પ્રથમ અનમાનીતી શીલવતીરાણી હતી તેને ફરીથી ચહાવા લાગ્યા. રાણી શીલવતીએ પણ પોતાના કુમાર ચંદ્રરાજને વિના કારણ કલંકિત કરી દેશવટો આપ્યાથી પોતાના સ્વામીને ઘણુંએ કહ્યું. મહારાજા પોતાની ભૂલ માટે એના આગળ માફી માગવા લાગ્યા, અને કુમારની દેશ દેશા- વર તપાસ માટે માણસો મોકલ્યાં, અને કરવતરાય તથા કુરમલ્લને યોગ્ય શિક્ષાએ પહોંચાડવા તેમની સઘળે ઠેકાણે શોધ કરાવી પરંતુ કંઇ તેમનો પત્તો મળ્યો નહિ.

પ્રધાન વિદુરરાયને ફરીથી પ્રધાનની જગો મળવાથી પ્રજાના આનંદનો પાર રહ્યો નહિ, શહેરમાં સર્વ સ્થરે આનંદ પ્રવર્ત્તાઇ રહ્યો. માત્ર કેટલાક કરવતરાયના પક્ષના માણસો અમલદારોની જ- ગોયે હતા તેમને ટપોટપ રાજીનામા આપવા પડ્યાં. ફરીથી રાજ્ય જેવું આબાદ સ્થિતિમાં હતું તેજ સ્થિતિમાં આવી ગયું. મહારાજાને

શું, કે પ્રજાને શું, કે પ્રધાન શું, સર્વને પાટવીકુમાર ચંદ્રરાજના વિયોગનુંજ દુઃખ હતું. તેમનાપર ગુજરેલા જુલ્મથી તેઓ કંપતા હતા. અસ્તુ.

વાચકવૃન્દ! ચાલો હવે આપણે ફરી કુમાર ચંદ્રરાજને તેની ભાગ્ય દેવી ક્યાં લઇ જાય છે તે અવલોકીએ.

આગળ ચાલતાં રાત્રી પડવાથી કુમાર ચંદ્રરાજે તથા પ્રધાન-પુત્રે એક જીર્ણ થએલા દેવીમંદિરમાં મુકામ કર્યો. જંગલમાંથી એ-કઠાં કરેલાં કેટલાંક ફળ હતાં તે ખાધાં પછી પ્રધાનપુત્રે કહ્યું.—

" મિત્ર! પ્રથમ આપ બે ઘડી નિદ્રા લ્યો. હું જાગું છું અને જ્યારે વિશેષ નિદ્રા આવશે ત્યારે આપને હું જગાડીશ." પ્રધાનપુત્ર સગુણરાજના આ પ્રમાણે આગ્રહથી હજારો નોકરો અમીરોની છત્ર છાયા વચ્ચે સેજપલંગમાં સુનારો અને કદી આટલો શ્રમ ન લી-ધેલો વિજયનગરનો મહારાજકુમાર આસ્તરણ વિનાની ભૂમિપર સુતાં વેંતજ નિંદ્રાવશ થયો.

હે માનવી! ચહાય તો તું રંક હો કે અમીર હો, બળવાન હો કે નિર્બળ હો, પરંતુ તને સહનશીલ, ધીરજવાન, નિર્મિમાન, બુદ્ધિમાન રચનાર તારાપર અનેક આવતી આફ્તો છે. જે મનુષ્યના મન કે તનપર તેની આખી જીંદગીમાં એક પણ વાર આપ્ત ન આવી હોય એવો મનુષ્ય આ સૃષ્ટિમાં ભાગ્યેજ હશે, અને હશે તો તેનામાં બુદ્ધિ નિર્મિમાનપણું, ધૈર્ય અને સહનશીલપણું આદિ મહાન ગુણોનો અવકાશજ નહિ હોય માટે અનેક :દુઃખોજ સુખ આપનારાં છે અને અનેક સુખોજ દુઃખ આપનારાં છે. અનેક

દુઃખોમાંથીજ જન્મેલાં તાત્કાલિક સુખોજ સ્વાદ આપનારાં છે. કેવળ જન્મથીજ પ્રાપ્ત થયેલાં સુખો સુખ આપનારાં નથી. પોતાનાજ શ્રમથી પેદા કરેલા ધનથી જે આનંદ અનુભવાય છે. તેવો આનંદપર ઉપાર્જીત ધનથી અનુભવાતો નથી. અસ્તુ.

રાજકુમારના નિંદ્રાવશ થયા પછી પ્રધાનપુત્ર જાગૃતાવસ્થામાં અનેક વિચાર તરંગોમાં વહેવા લાગ્યો. ' અરરર ! આ સુવર્ણ વદનને આ કષ્ટ ! ભાવિ તું બળવાન છે. ત્હારા વશ આખું જગત છે. અરરર ! પણ આ નિર્દોષ સુકોમળ ગુલાબપર ત્હારે વજ્રપ્રહાર નહોતો કરવો ! તુજ વિચાર કે આ ગુલાબે કદિ પગેથી ચાલી આટલો પંથ કાપ્યો છે. કે આસ્તરણ વિનાની ભૂમિપર કદી શયન કર્યું છે ? કૃપા કરી કહીશ કે એણે એવો ત્હારો શું ગુન્હો કર્યો હતો કે આ ગુલાબને ત્હેં બે દિવસમાં છેક કરમાવી નાંખ્યું. પરંતુ ધન્ય છે એની સહનશીલતાને ? કે એમણે કદી સુખનું સ્મરણ કર્યું નથી. દુઃખથી દીન થયા નથી અને સ્વધર્મમાં પરાયણ થયા છે. અહા ! જે દેશમાં આવા રત્નો પ્રકાશે છે. એજ દેશની સદા ચડતી છે. એજ દેશ સદા ધર્મવાન, સત્યવાન અને નિતીવાન છે. આ પ્રમાણે વિચાર કરે છે એટલામાં દુરથી કોઇ રોતું હોય તેવો અવાજ પ્રધાનપુત્રને કાને પડ્યો. પ્રધાનપુત્ર સુગુણરાજ જ્યાંથી તે અવાજ આવતો હતો તે તરફ શસ્ત્રબંધ ગયો. તો એકવડ નીચે એક સ્ત્રી હૃદયફાટ રૂદન કરતી હતી. પ્રધાનપુત્રે તે સ્ત્રીને રડવાનું કારણ પૂછ્યું. ઉત્તરમાં તે સ્ત્રીએ કહ્યું—ભાઈ ! હું વિજાપુર જવા નિકળી હતી. ત્યાં માર્ગમાં કેટલાક ભીલ લોકો મ્હારી પુંઠે થયા અને રાત્રી પડી જતાં અહિં તેઓએ મ્હને લુંટી મ્હારા દરદાગીના વિગેરે ઉ-

તારી લેઇ હમણાંજ તેઓ આ પાસેની ઝાડીમાં ગયા. હે ભલા ભાઇ! તમે કૃપા કરી તે લોકો પાસેથી મ્હારૂં ધન મને પાછું અપાવો તો આપનો મ્હોટો ઉપકાર માનું. મ્હારો સ્વામી ગુજરી ગયો છે તેથી મ્હારી જીંદગીનો સર્વ આધાર એ ધન ઉપર છે. તે સ્ત્રીનું આ પ્રમાણે કરૂણાજનક બોલવું સાંભળી પ્રધાનપુત્રે કહ્યું.—'બાઇ શાન્તી રાખો. હાલ તે ચોરોનો વિનાશ કરી તમારી મીલકત તમને પાછી લાવી આપું છું. જરા પણ ગભરાશો નહિ? એટલું કહી જે દિશા તરફ ચોરો ગયા હતા તે દિશા તરફ પ્રધાનપુત્ર ગયો. સઘળી જગોયે તપાસ કરી પણ પત્તો મળ્યો નહિ પરંતુ તેણે તપાસ કરવી ચાલુ રાખી.

આ બાજુ રાજકુમાર દેવિમંદિરમાં હતો તે જાગ્યો અને જોયું તો પ્રધાનપુત્રને જોયો નહિ. તેથી બેબાકળો ઉઠી તેની તપાસ માટે ચાલ્યો. જે દિશાએ પ્રધાનપુત્ર ગયો હતો તે દિશાની પ્રતિકુળ બાજુએજ રાજકુમારને ત્હેની ભાગ્યદેવી લઇ ગઇ. બેઉ મિત્રો જુદા પડ્યા તે પડ્યાજ. ઇશ્વરને તેમનો સંગાત અનુકુલ પડયો નહિ.

પ્રાતઃકાળ થયો. પક્ષિયોનો મધુર કોળાહળ સંભળાવવો શરૂ થયો એ સમયમાં રાજકુમાર એક વિશાળ શહેરની ભાગોળે આવી પહોંચ્યો. રાજકુમારની અપૂર્વ કાન્તી અને નવીન પોશાક જોઇ નગરજનો તેને નિહાળીને જોવા લાગ્યા. રાજકુમાર શહેરની રચના અને નગરજનોને અવલોકતો છેક રાજમંદીરના દરવાજા નજીક જઇ પહોંચ્યો અને દ્વારપાળની મારફત રજા મંગાવી તે નગરના મહારાજશ્રીને મળ્યો. મહારાજા તેની કાંતિ જોઇ પ્રસન્ન થયા અને જેવી કાંતિ છે તેવાજ તે નવીન યુવકમાં વિદ્યા, ગુણ, બુદ્ધિ અને શૌર્ય

છે કે નહિ. તેની યથાર્થ પરીક્ષા લેવા તમે કોણ છો. ક્યાંના રહીશ છો. વગેરે પ્રશ્નો પુછવા લાગ્યા. રાજકુમારે પોતે હું વિજયપુર મહા રાજાનો પાટવીકુમાર છું. એમ ન જણાવતાં, હું એક રંક ક્ષત્રીયનો પુત્ર છું. એવું દર્શાવ્યું પછીથી મહારાજાએ તેની વિદ્યા, બુદ્ધિ અને શૌર્યની પરીક્ષા માટે નિચે પ્રમાણે પ્રશ્નો પુછ્યા,—

તમારૂં નામ શું ? રાજકુમારે ઉત્તર આપ્યો. મ્હારૂં નામ ચંદ્રસિંહ

વારૂ ચંદ્રસિંહ! રાજ્યની ચડતી ક્યારે થાય ?

રાજા અને પ્રજામાં ઐક્ય બંધાય ત્યારેજ.

ઐક્ય શી રીતે બંધાય ?

ન્યાય વિરૂદ્ધ મોજશોખ અને રાજ્યલોભને વશ થઇ પ્રજાપર કોઇ પણ પ્રકારનો અયોગ્ય જુલમ ન ગુજરે અને નેક ન્યાયનો પ્રવાહ તેમના તરફ સદા પ્રવાહિત રહે તોજ રાજાના અને પ્રજાના એક દિલ થાય અને એક દીલથી ઉભયનું કલ્યાણ થાય.

વારૂ દેશની ચડતી શાથી થાય ?

રાજા અને પ્રજાના એક દીલ થઇ સંસાર સુધારો, બ્રહ્મચર્ય વ્રત, વિદ્યા, કળા, ખેતી, હુન્નર, વ્યાપાર, નવીન શોધ, ખોળ અને પર્યટન આદિ દેશોન્નતિકર સાધનોથી.

વારૂ, આત્માની ઉન્નત્તિ શાથી થાય ?

જગત, જીવ અને પરમેશ્વરનું યથાર્થ જ્ઞાન, શાસ્ત્રો અને કુદ-રતમાંથી પ્રાપ્ત કરવાથી, ચંદ્રસિંહ ! હું તમારૂં જ્ઞાન, વિદ્યા, બુદ્ધિ બળ જોઇ અતિ પ્રસન્ન થયો છું. ચંદ્રસિંહ ! તમારૂં અહીં શા અર્થે આવવું થયું છે તે સુખેથી જણાવો. ચંદ્રસિંહે ઉત્તર આપ્યો.

મહારાજ શ્રી ! આપનો મહાન અનુગ્રહ થયો, હું ફક્ત શેર આમ માટે આવ્યો છું.

વાહ ચંદ્રસિંહ ! મ્હને તમારાપર બહુ પ્રેમ છે તમે મ્હારી પાસેજ રહો.

કુમાર ચંદ્રરાજ તે દિવસથી મહારાજ શ્રીની હજુરમાં રહેવા લાગ્યો અને મહારાજશ્રીના અધિક પ્રેમનું પાત્ર થઇ પડ્યો.

પ્રિયવાચક ! આપણે ચંદ્રનગર આવ્યા તો ખરા, પરંતુ આ નવલકથાની મુખ્ય નાયિકા પ્રભાવતિની મૂળ હકીકતથી માહિતગાર થઇએ.

---

# પ્રકરણ ૪ થું.

## પ્રભાવતિ.

સૃષ્ટિની શોભામાં અતિ વૃદ્ધિ કરતું ચંદ્રનગર કરીને શહેર છે તેની શોભા ઇન્દ્રપુરી જેવી છે- આશરે દશ બાર માઇલના ઘેરાવામાં છે. શહેરની આબાદી અને રક્ષણ અર્થે શહેરની ચારે બાજુએ પત્થરથી બાંધેલો મજબુત કોટ છે. ચારે બાજુએ ચાર મોટા દરવાજા છે અતિ શ્રમ વેઠી દૂરથી આવનાર મુસાફરનો તો શ્રમ માત્ર દરવાજાનું જનકસી કામ અને સુંદરતા જોઇ ઉતરી જતો. દરેક દરવાજા આગળ એક રમણીય બાગ છે. બાગની અંદર એક હોજ છે, હોજની અંદર રંગ રંગવાર મચ્છીઓ અને વચ્ચે ફુવારો

છે, અને હોજની આસપાસ ચારે બાજુએ ધરોવાળી જમીન છે. તે પર બેઠકો માટે કોચ ગોઠવેલા છે. શહેરમાંના મકાનાની બાંધણી પુરાતની કારીગરોની કૃતિને શોભાવે તેવી છે એવા આ ચંદ્રનગરમાં કરણુરાજ નામે રાજા રાજ્ય કરે છે. તેમણે બાલ્યકાળમાંથી સર્વ પ્રકારની વિદ્યાકળાનું સંપૂર્ણ રીતે જ્ઞાન સંપાદન કર્યું હતું. ન્યાય શાસ્ત્ર, રાજનીતિ, શાસ્ત્ર અને સૈનિકકળામાં તેમણે સારી પ્રવીણતા મેળવી હતી. ન્યાયરીતિ અનુસાર રાજ્ય ચલાવવાથી પ્રજાનો પણ તેમણે સંપુર્ણ પ્રેમ મેળવ્યો હતો. તેમનો સ્વભાવ ન્યાયી અને સત્ય વાદી મનુષ્યો તરફ બહુ પ્રેમાળ હતો અને અન્યાયી એક ધુર્તલોકો તરફ અતિ ક્રુર હતો. મહારાજા વિદ્યાકળામાં કુશળ હોવાથી પોતે જાતે સર્વ વિદ્યાવાન, કળાવાનની કદર કરતા. તેથી દેશ દેશાવરથી પણ કેટલાક કાબેલ વિદ્યાવાન, કળાવાન અને વ્યાપારીઓ અહીં આવી વસ્યા હતા. મહારાજા પ્રજાપાલક કદરદાન અને દયાળુ હો-વાથી સર્વ કોઇ તેમનાથી સંતુષ્ટ પામતા. રાજ્યના અમલદારો પણ મહારાજાની સર્વ કાર્યમાં નીપુણતા અને દ્રષ્ટિ હોવાથી, ડરી ન્યાય માર્ગે ચાલતા હતા, આથી કરી આ રાજ્ય સર્વ પ્રકારે ઉન્નતસ્થિતિમાં હતું આ રાજ્યમાં રાજાનો કે અમલદારનો ગેરવ્યાજબી જુલમ ન હોવાથી તેમજ રાજ્ય તથા પ્રજા શ્રી (ધન) થી છલાછલ હોઇ કેટલાક શ્રી-મંત વ્યાપારીઓ અહિં આવી વસ્યા હતા અને અહીં તથા પર-દેશમાં પોતાના મુનીમ મારફત વ્યાપાર ચલાવતા હતા. આ રાજ્યમાં સર્વ અમલદારો પોતપોતાના કાર્યમાં કુશળ હતા. આ મહારાજાને ચિત્રરથ નામે પ્રધાન હતો તે રાજ્ય પ્રકરણી સર્વ કળામાં કુશળ હતો. તેણે પોતાની સૂક્ષ્મ બુદ્ધિથી અને રાજ્ય વહિવટ ચલાવવાની

કુશળતાથી રાજ્યને ઉત્તમ શ્રેણિપર લાવી મુક્યું હતું. આ મહારાજા જયરાજને શ્રીમતિ નામે રાણી હતી તે સદ્‌ગુણ શીલ અને સ્વધર્મ પરાયણ હતી. વિદ્યા સંસ્કારી હતી. ધર્મ નીતિ શાસ્ત્ર અને સ્ત્રી ઉચિત સર્વ પ્રકારની કેળવણી તેણે સંપ્રાપ્ત કરી હતી. તે પોતાની સ્વામિ ભક્તિમાંજ સદા નિમગ્ન રહેતી. આથી કરી મહારાજાને પોતાની રાણી તરફથી સંપૂર્ણ સંતોષ અને આનંદ હતો અને મહારાણીને પોતાના પતિ સર્વ ગુણ સંપન્ન અને પ્રીતિ યોગ્ય છે તેથી તેમનાપર તે અપૂર્વ પ્રેમ રાખતી અને ઇશ્વરરૂપે તેમનું ધ્યાન ધરતી

આ પ્રમાણે ચંદ્રનગરના મહારાજા કરણરાજ સર્વ પ્રકારેસુખી હતા. પરંતુ સૃષ્ટિજન્ય સર્વ જડ અજડ પદાર્થોમાં ન્યુનાધિકપણું હોય છેજ. સૃષ્ટિમાં એવું કોઈ પણ જીવન દ્રષ્ટિગોચર નથી કે જે સર્વ પ્રકારે સુખી હોય—એ ન્યાય પ્રમાણે મહારાજા જયરાજને પણ પુત્ર અપ્રાપ્તિરૂપ મહા કષ્ટ હતું.

મહારાજા, મહારાણી તથા ચંદ્રનગરની સમસ્ત પ્રજા આથી કરી મહા ઉદ્વેગમાં રહેતી. આવા પુણ્યવાન, ધર્મવાન દંપતીને પુત્ર રત્નની ખોટ—એસર્વને આશ્ચર્યજનક લાગ્યું. મહારાજા ઇશ્વરેચ્છાને વશ થઇ પ્રસન્ન રહેવા લાગ્યા, પરંતુ મહારાણી શ્રીમતીને પુત્ર અપ્રાપ્તિથકી મહા ખેદ થવા લાગ્યો અને એ ફીકરમાં તેનું શરીર કૃશ થઇ ગયું. પુરાતની વિચારોવાળી સ્ત્રીઓની સલાહ પ્રમાણે અનેક બાધાઓ—આખડીઓ અને જપ કરાવ્યા પરંતુ એ સર્વ વ્યર્થ ગયું.

એક દિવસ મહારાજા પ્રધાન સાથે એકાંતમાં કાંઇ રાજદ્વારી વાર્તા કરી રહ્યા હતા તેવામાં એક પ્રતિહારીએ આવી એ

વિનય હાથ જોડી વંદન કરી કહ્યું—મ્હારી વિજ્ઞપ્તિ સ્વીકારવા યોગ્ય હોય તો કૃપા કરી જરા વાર અંતઃપુરમાં પધારો. પ્રતિહારીનું આ પ્રમાણે બોલવું સાંભળી મહારાજાને વિચાર થયો કે દેવિનું શરીર કંઇક અસ્વસ્થ હશે એમ ધારી તેમણે પ્રધાનજીને કહ્યુ.—પ્રધાનજી ! આ વિષયપર આપણે પછીથી વિચાર ચલાવીશું. એટલું કહી મહારાજા પ્રતિહારીની સાથે અંતઃપુરમાં ગયા. અને જુએ છે તો રાણીને નિઃશબ્દ રૂદન કરતી જોઇ. તેણીની મસ્તિક કલિની કેશલતા પણ સહજ વીખરાએલી હતી. આભુષણ સર્વ ઉતારી નાખ્યાં હતાં. વાંચતાં વાંચતાં અધુરૂં મૂકેલું રામાયણ પાસેજ પડયું હતુ સર્વ દાસીમંડળ મૂક (મુગા) ની પેઠે શોકગ્રસ્ત તેની આસપાસ વીંટળાયેલું હતું. તેમાં વૃદ્ધ સ્ત્રીઓ તેને આશ્વાસન આપતી હતી. આભુષણ વિનાનું તેનું વદન અને અલક્તક છાંટયા વિનાના તેના બે હસ્તકમળ અને પાદપંકજ કંઇક નવીનજ શોભા આપી રહ્યાં હતાં. આજ માત્ર તેનું સ્વરૂપજ કૃત્રિમ આભુષણ વિના પણ અપૂર્વ આકર્ષતું હતું.

પ્રાણેશ્વરને સામા આવતા જોઇ રાણી વિનયપૂર્વક પ્રણામ કરી સ્વસ્થ થઇ નિઃશબ્દ ઉભી રહી અને દાસીમંડળ સૌ સૌને કામે લાગ્યું. માત્ર બે ચાર અનુચરીઓજ રહી. મહારાજાએ રાણીને અતિ વહાલથીજ પોતાનાજ ઉત્સંગમાંજ બેસાડી અને નયનકમળમાં ભરાયેલાં અને બે ગુલાબી કપોલ (ગાલ) ઉપર આવી ઉભેલાં અશ્રુને પોતાનેજ હાથે લોહી પુછવા લાગ્યા.

"દેવિ ! આજે આ સર્વ અલંકાર સજી દેઇ અરે આ ત્હારી પ્રિયમાંપ્રિય મુક્તામાલા તેનો પણ તેં આજે અનાદર કર્યો છે. તેનું

શું કારણ ? પ્રિયા ! મુજ જીવિત ! આ મ્હારા ખેદનું કારણ મ્હને વિદિત કર. મ્હારાથી ત્હારો કાંઇ અપરાધ થયો હોય એમ મ્હને સ્મરણમાં નથી. કે કોઈ મ્હારા પરિજન તરફથી તને કંઇ અસંતોષ જેવું થયું હોય એમ પણ બનવા યોગ્ય નથી. કારણકે મ્હારાથી ત્હારી આજ્ઞા સર્વ વધારે પાળે છે. ”

મહારાજાના અંતઃકરણમાં જેમ જેમ સ્નેહ વધારે સ્ફુરતો ગયો તેમ તેમ રાણીનું સરળ અને મૃદુ હૃદય વધારે નરમ થતું ગયું અને બોલવાની શક્તિ મંદ પડી ગઇ. પ્રિયા તરફથી કાંઇ પણ ઉત્તર ન મળ્યો ત્યારે તેણે મુખ્ય દાસી તરફ દ્રષ્ટિ કરી. દાસી રાણીની દ્રષ્ટિનો મર્મ સમજી વિનય પૂર્વક હાથ જોડી કહેવા લાગી.—નૃપવર્ય ! બા સાહેબ આજ આ રામાયણ વાંચતાં હતાં તેમાં વંધ્યતાનો વિષય નીકળતાં અને એ વિષયમાં—

### શ્લોક.

**पुत्र हिनस्य तस्यैव वन तद् राज्यं सुखप्रदम् ।**
**अपुत्रस्य सुखं नास्ति इहलोके परत्र च ॥**

આ શ્લોક વાંચતાં તેમનું અંતઃકરણ ભરાઈ આવ્યું અને ત્યારથી આ શોક તેમનાથી નિવારી શકાતો નથી. વળી અમે ઘણે ઘણે પ્રકારે એમને સમજાવવા લાગ્યાં ત્યારે એ કહેવા લાગ્યાં કે—ધર્મ, દયા, દાન અને પ્રાણેશ્વરની ભક્તિમાં સદા હું પ્રવર્ત્તમાન રહું છું. છતાં પરમાત્માની મ્હારાપર અવકૃપાજ કે પુત્રરત્નની મ્હારી ખોટ એ પરમકૃપાળુ જગદીશ્વર પુરી પાડતા નથી ! આહા ! ધન્ય

છે પ્રાણેશ્વરને કે હું તેઓને પુત્ર વિના નિરૂપયોગી છતાં તેઓ પૂર્ણ પ્રેમથી મ્હને ચહાય છે. અરેરે! હજુ સુધી એમને આનંદનો સંદેશો કહેવડાવાનો વખત ઇશ્વરે મ્હને નજ આપ્યો! મ્હારૂં કેવું મંદ પ્રારબ્ધ! નાથના પરિપૂર્ણ પ્રેમના બદલામાં મ્હેં એમની શી સેવા બજાવી? અરેરે ધિક્કાર છે આ જીવતરમાં! એમ કહી કહી કોઇનું સાંભળ્યા વિના અશ્રુ સારે છે. ભોજનનો સ્વીકાર કરતા નથી. આપના દર્શનથી એમને શાંતિ મળશે અને સ્વસ્થ થશે. એમ ધારી અમે સર્વ અનુચરીઓએ આપને અહિં બોલાવ્યા તો આપ એમને કોઇપણ પ્રકારે મનાવી જમાડો અને શાંત કરો.

પુત્રરત્ન અપ્રાપ્તિથકી મહારાજાને પણ જે ખેદ હતો તે અદ્રશ્ય કરી મહારાજા મંદ હાસ્ય કરી પ્રિયાને કહેવા લાગ્યા.

દેવિ! આપે સર્વ શાસ્ત્રનું રહસ્ય અવલોક્યું છે. ઇશ્વિરાધિન વાર્ત્તા ઇશ્વરાધિનજ છે. ઇશ્વરાધિન બાબત માટે શોક કરવો એ આપને યોગ્ય નથી. હજુ આપની કઇ વય વધી ગઇ છે મુખકમળ અને વદન એવું ને એવું સુકોમળ છે. સ્વભાવ પણ એનો એ હજુ બાળક છે નહિ તો આમ કરો. મુખમુદ્રાનો રંગ અને કાંતિ એના એ છે. શરીરનું બંધારણ એનું એ છે. સુંદરતા રસીકતા એના એ છે, નવ નવી રમતોમાં ચિત્ત એનું એ છે, રીસાવાની ટેવ એની એ છે. અને મનાવાની રૂચી એની એ છે. લજ્જા એની એ છે. વાણીમાં માધુર્ય એનું એ છે. શ્રમ પણ એટલોજ લઇ શકો છો. માટે પ્રિયા શોક ત્યજી દો, આપની સ્વધર્મમાં પરાયણતા છે તેથી તમારા મનોરથ સિદ્ધ થશેજ.

"પ્રાણેશ ! વિશેષ શું કહો છો ? આપનાજ અમીર સ્વભાવ અને ઉચ્ચ ગુણોથી આછવિત સફળકારી છે. આપના સદ્ગુણ અને સરળતાથીજ આ શરીર શોભાયમાન અને જીવનમાન યુક્ત છે.માટે આપજ ગુણજ્ઞ છો, અને તેથીજ આપની આ પત્નિને આટલું માન અર્પો છો, નહિ તો મ્હારો પાણીગ્રહણ કરીને આપને શું પુત્રરત્ન પ્રાપ્તિ સુખ મળ્યું !—

"ઘેલી ! આ તું શું નવનવા 'તર્ક વિતર્ક' કરે છે ? એમાં ત્હારો શું દોષ ? આપણા પુણ્ય પુંજનો જ્યારે ઉદય થવાનો સમય સમીપ આવશે ત્યારે વાર નહિ લાગે. વળી જે વાત દૈવાધિન છે તેમાં પોતાનો દોષ કાઢી નિરર્થક હૃદય સંતાપ કરવો, એ તમારા જેવી સુજ્ઞાને ઉચિત નથી. દુઃખ સહન કરી શકે એવું આ શરીર નથી અને ચિંતાથી મનને જર્જરિત કરવાનો આ સમય નથી માટે દેવિ ! આ સઘળો હૃદય સંતાપ છોડી દો અને ચાલો ભોજનગૃહમાં અત્યારે આપણે સાથે જમીયે."

સ્વામિએ આ પ્રમાણે કહ્યું એટલે ઉભય ત્યાંથી સાથેજ ઉઠયાં અને ભોજનગૃહમાં ગયાં જમી રહ્યા બાદ મહારાજાએ કેટલોક સમય રાણી સાથે સ્નેહભર વાર્ત્તાલાપમાં ગાળ્યો.

એમ કરતાં કેટલાક દિવસ વહી ગયા એટલે મહારાજા નેક ન્યાય અને પુણ્યથી અથવા તો મહારાણીની શુદ્ધ ભક્તિથી કે કાંતો પ્રજાના આશીર્વાદથી મહારાણી શ્રીમતિને ગર્ભ રહ્યો.

રાણીના અંતરમાં આનંદની ઉર્મિયો ઉછળવા લાગી. મહારાજાનું ચિત્ત અતિ પ્રસન્ન થયું. અધિકારીઓના મુખ ઉપર ઉજ્જ-

ળતા આવી મનમાં સર્વત્ર આનંદ છવાઇ રહ્યો અને પ્રજાના હર્ષ-નો પાર રહ્યો નહિ.

થોડા માસ વિત્યાબાદ એક દિવસ મહારાજાના રાણીને મહેલે ગયા અને જોયું તો રાણીને પીળાં પટકુળ સજીત ગર્ભવતી સ્ત્રીને ઉચિત એક શયન પલંગપર સુતેલી જોઇ. મહારાજાને જોઇ રાણીએ ધીમેધીમે ઉઠવા માંડયું એટલે રાજાએ સહજ હસીને કહ્યું.—રાણી-જી ! હવે રહેવા દો. તમારો વિનય અને આદર—એમ કહી સામે હિંડોળાખાટ ઉપર બેઠા, અને બેઠાં બેઠાં અનેક પરિહાસયુક્ત વચનો બોલવા લાગ્યા.—

" સુતનું ! આજે આ તમારાં વસ્ત્ર, શરીર, અને ચંદનનો એક રંગ થઇ ગયો છે તેનું શું કારણ ? તે મ્હારાથી સમજી શકાતું નથી ચૈત્ર માસમાં જેમ પુષ્પો દગમન તેમ આ તમારૂં વક્ષઃસ્થલ કાંઇ નવીન પ્રકારનો ભાસ આપે છે. ઉઠવામાં પણ એટલો શ્રમ પડે છે. લલાટ ઉપર પ્રસ્વેદ થઇ આવે છે અને દાસજનની સહાયતાની જરૂર પડે છે આજ તમારા મુખચંદ્રપર પથરાએલી વિવર્ણતા (ફીકાશ) કાંઇક નવીનજ સુંદરતા દર્શાવે છે. આજ તમારા બાલ્ય ભાવ કયાં ગયા ? આજ તમારી ચંચળતા કયાં લોપ થઇ ! વિના શ્રમ આપે આજ તમારૂં ચપળ શરીર શીથીલ કેમ છે ! ચંચળ સ્વભાવમાં આજ એકાએક ગાંભીર્ય કયાંથી ? "

અંતઃપુરની સર્વ સુંદરીઓને ભુપતિની નમ્ર હાસ્યજનક વાર્તા થી હસવું આવ્યું પરંતુ તે દ્રષ્ટિદ્વારા મહારાજાથી પ્રસિદ્ધ અને રા-ણીથી અપ્રસિદ્ધ રાખ્યું. રાણી શ્રીમતિએ પતિના ઉપહાસરૂપ વચનો

શ્રવણ કરી તેમની તરફ સ્નેહભર કૃત્રિમ ક્રોધ કટાક્ષ ફેંકી લજ્જા સહિત સ્મિતવાળું મુખચંદ્ર મસ્તિકકલિ સાથે નીચું નમાવ્યું. પરંતુ જ્યારે મહારાજા જયરાજે નવીન સુખની પ્રાપ્તિથકી હર્ષથી છલકાતાં વારંવાર પૂછ્યા કર્યું ત્યારે રાણીએ પોતાની પ્રિય સખિ તરફ દ્રષ્ટિ કરી. દ્રષ્ટિનો મર્મ સમજી સખીએ મહારાજાને ઉત્તર આપ્યો.

મહારાજશ્રી ! એ તો પૂર્વે કદિ નહિ અનુભવેલ તેથી આમ કહેવાય કે નહિ, અને વળી કુમારીભાવને લીધે આમ લજ્જામાં પડ્યાં છે અને પ્રત્યુત્તર દેવામાં ઉદ્ધતપણું સમજે છે. વળી કોમળ પુષ્પ જેવી મૃદુ પ્રકૃતિવાળી મ્હારી પ્રિય સખીમાં એટલું સાહસ કે બળ ક્યાંથી હોય કે આપને પ્રત્યુત્તર આપે. એ તો ખરી પક્વ સંસ્કારી પ્રમદા હોય તેજ આપના પરિહાસયુક્ત વચનોનાજ જેવા પ્રત્યુત્તર વાળે માટે દેવ ! વધારે પરિહાસથી દેવીને લજાવો નહીં એ પોતે લજ્જાથી નથી બોલી શકતાં તોપણ એમનું વદન અને મુખચંદ્ર આપનાજ થઈ, આપનોજ પક્ષ ખેંચી સર્વ આનંદપ્રદ હકીકત કહી દે છે. વિચારો કે દેવિની આ સ્થિતીનું કારણ કોણ છે ? માટે આપને તો પૂછવાનું એ શું રહ્યું ? પૂછો અથવા તો ન પૂછો તોપણ મ્હારી દેવિજ."

આ સાંભળી રાજાના પ્રીતિપાત્ર સેવકે કહ્યું—ત્યારે તમારાં દેવી પાસે પુછાવો. આ સાંભળી રાણી શ્રીમતિની એક સખીએ કહ્યું—જ્યાંસુધી દેવી બોલતાં નથી ત્યાંસુધીજ તમારા દેવ અજીત છે વિનય શું એ તેઓ સમજે છે તેથી તમારા દેવનું એ માન જાળવી રહ્યાં છે અને દેવ પણ એવું સમજે છે, અને તેઓ નથી સમજતાં એવું દેવિના જાણવામાં આવ્યું તો પછી એમના એક પ્રશ્નનો ઉત્તર

તમારા દેવથી આપી શકાય તેમ નથી. માટે અમારી દેવિજ અન્યનું માન કેમ રાખવું, વિનય શું કહેવાય એ એમને (તમારા દેવને શીખવે છે માટે કોઇ પણ પ્રકારે તમારા દેવ અમારી દેવીથી ચઢે તેમ નથી, અને તમારા જેવાને તો એ દેવ સાથે વગર બોલે દ્રષ્ટિ દ્વારા શું વાતચિત કરે છે એ પણ ન સમજાય."

એ પ્રમાણે પરિહાસ કરતા ભૂપતિએ આનંદમા ને આનંદમાં તે દિવસની રાત્રી રાણી સાથેજ ગુજારી પાતઃકાળ થતાં મહારાજા અંતઃપુર બહાર આવ્યા અને ભૂપતિની ઇચ્છા જાણી જનારા ચતુર પરિજનોએ સર્વ રાજ્યમંડળ, પ્રધાનમંડળ અને પ્રજાજનોને એકત્ર કરી તે દિવસ આનંદ ઓચ્છવમાં ગુજાર્યો.

એમ કરતાં કેટલાક માસ વીત્યા બાદ રાણીને પુત્રી પ્રસવ થયાના મંગળવર્ત્તમાન લઇ એક સૌભાગ્યવતિ નામની મુખ્યદાસી વધામણી લઇ આવી ત્યારે આનંદમાં છલકાતા નૃપતિએ તેણીને સારો સરપાવ કર્યો, રાજમંદીરમાં અને નગરમાં ઘેર ઘેર આનંદ વર્તાઇ રહ્યો.

રાજકવિઓ ! શાસ્ત્રીઓ, જ્યોતીષિઓ તથા સેવકજનો વિગેરેને સર્વની યોગ્યતા મુજબ શારપાવ થયા, પાઠશાળાઓ વગેરેમાં ઇનામો વહેંચાયાં. કુદરતેજ મુખાકૃતિપર સ્મિત મુકેલું અને કાંતિમાં પણ મુખકળા પરિપૂર્ણ હોવાથી નૃપતિએ રાજકુમારીનું નામ પ્રભાવતિ પાડયું. યથા નામા તથા ગુણા પ્રમાણે સર્વ કોઇ દ્રષ્ટાને આસૌંન્દર્યની અનુપમ મુદ્રા નિહાળી તેમના અંતરમાં આનંદની ઉર્મિયો ઉછળતી અને કુમારીની લલિત છબી જોઇ તેઓ તૃપ્ત

મત. ના૭. ઘણા કાળે પુત્રીરત્ન પ્રાપ્ત થવાથી અને તે પણ રમણીય તાનો કુંજ અને સરસ્વતી તથા લક્ષ્મીનો જાણે અવતાર હોય નહિ એવું સ્વરૂપ પ્રગટવાથી મહારાજાએ પુત્રથી પણ કુમારીને અધિક લાલનપાલન કરવા માંડયું અને જ્યારે ૭ વર્ષ પુરાં થઇ સાતમું વર્ષ બેઠું એટલે નૃપતિએ સર્વ શાસ્ત્રકળામાં નીપુણ એવા આચાર્યો ને અભ્યાસ કરાવતાં કઠિન લાગ્યો નહિ, અને બાર વર્ષની ઉમર થતાં સર્વ શાસ્ત્રોમાં અને સંગીત ચિત્ર વગેરે કળાઓમાં અધિક નિપુણતા મેળવી, અને ગુરૂ કરતાં શિષ્ય વધે એ કહેવત પ્રમાણે આચાર્યોથી પણ તેણે સર્વ શાસ્ત્રો અને કળાઓમાં અધિકતા મેળ-વી, અને સંવાદમાં સર્વને પરાભવ કરવા લાગી. જ્યારે નૃપતિએ પોતાની પુત્રીને સર્વ વિદ્યા કળામાં અધિક જોઇ ત્યારે તેને વિચાર થયો કે એને યોગ્ય કોઇ રાજકુમાર મળે તો ઉચિત નૃપતિ વિદ્યા સંસ્કારી હોવાથી યોગ્ય કોઇ કુમારની શોધમાં તેનું ચિત્ત પરોવાયું.

પ્રભાવતિની અપૂર્વ કાંતિની વિદ્યા-કળાની ભભકાભેર વાતો સર્વ દેશમાં ફેલાઇ ગઇ આથી કરી જુદાજુદા દેશોના કુશળ રાજ કુમારો, પંડીતો, ચિત્રકારો, સંગીતશાસ્ત્રીઓ કુમારીને નિહાળવા આ વતા અને કુમારીની સર્વ વિદ્યા કળામાં કુશળતા અને અપૂર્વ કાંતિ જોઇ મોહપાસમાં ખેંચાતા, પરંતુ પ્રભાવતિ કોઇથી આકર્ષણ પામી નહિ—

તેર વર્ષની ઉમરે પ્રભાવતી શું હતી ? એ વાચકવૃન્દ સાંભળશો

પ્રભામાં ચંદ્રથી અધીક, ગતિમાં હંસથી અધિક, સ્વરમાં કો-કીલ પક્ષીથી અધિક, નાજુકતામાં જુઇથી અધિક, રંગમાં સુવર્ણથી

અધિક, વિદ્યામાં સરસ્વતીથી અધિક અને રૂપમાં રતિને લજ્જા પમાડે એવી એ સમયે પ્રભાવતિ હતી.

આ સૌન્દર્યપ્રુરિત ચિત્તાકર્ષક રતિની પ્રીતિ સંપાદન કરવા અનેક પ્રદેશથી રાજકુમારો આવતા અને જ્ઞાન, વિદ્યા, કળા અને શૌર્યમાં પોતાની શક્તિ પ્રદર્શિત કરતા છતાં કોઇ રાજકુમાર કુમારીનું મન સંપાદન કરી શકયો નહોતો. શસ્ત્રકળા, અશ્વકળા વગેરેમાં નૃપતિ પણ સર્વની પરીક્ષા કુમારી પ્રભાવતીની સમક્ષજ લેતા વિદ્યામાં અને શાસ્ત્રાદિક પ્રશ્નોમાં પણ તેમની પરીક્ષા લેતાં છતાં પ્રભાવતી કોઇથી આકર્ષણ પામી નહિ તેથી નૃપતિને ખેદ થયો છતાં પ્રભાવતી બળાત્કારે અણુગમતા સંસારમાં પિતાની આજ્ઞાને સરણ થઇ઼ઝગકોલાય તેમ પણ નહોતું. પિતાશ્રીને મન બે ચાર રાજકુમાર આવી ગયા હતા અને એમાંથી શ્રેષ્ટ શોધી કાઢવો એ એમને મુશ્કેલ નહોતું, પરંતુ પુત્રીનું મન જાણી લેવાથી તે કાંઇ પણ વાત પ્રદર્શિત કરતા નહિ, અને અધિક વિદ્યાનું ફળ સારૂં નહિ—એમ ઘડીભર કલ્પતા. સ્વાભાવિક ઇચ્છાના ઉદય વિના અને પર–આકર્ષણ વિના લગ્ન સંબંધથી અણુગમતા સંસારમાં સંચરવું અને પરાધિનતા ભોગવવી એ પ્રભાવતીની ચિત્તવૃતિને ગમ્યું નહિ. અધિક ઉચ્ચસ્થાન અવલોકી આત્માધિન હૃદય તે સ્થાન તરફ અનિવાર્ય આકર્ષાતું ચાલ્યું જાય તોજ શરીર–યોગ રચવો. આ તેણીનો ગુપ્ત સંકલ્પ તેના પિતાશ્રીના જાણવામાં હતો. પરંતુ પિતાશ્રીને એ મહાન ચિંતા હતી કે–એના યોગ્ય રાજકુમાર મળવો કઠીન છે અને તેથી મ્હારે કુમારીને સદૈવ આજ કુમારી અવસ્થામાં જોવી પડશે. તેથી એ સદૈવ ચિંતાગ્રસ્ત રહેતા. જુદાજુદા દેશથી આવેલા અનેક રાજકુમારો નિ-

રાશ થઇ પોતાના સ્વદેશ તરફનો રસ્તો લેતા હતા,—

યુવાવસ્થાના ઉજાસમાં આવેલી પ્રભાવતી સ્વાભાવિક રીતે એક સ્થળે રહેતી નહિ આજે આ ઉપવનમાં તો કાલે બીજા ઉપવનમાં એમ ઉપવનની શોભા ધારતી સરસ્વતી (પ્રભાવતી) સર્વત્ર રમણ અને અવલોકન કરતી. મુગ્ધાવસ્થાનો સ્વભાવ અને રસીકતા અનુભવતી દર્શન કરવા આવનારનો સત્કાર કરી તેમને હૃદય વિનાના કરી મોકલતી. વિદ્વર્ગ એની બાલ્યાકાળમાંથી આટલી વિદ્વતા અવલોકી અંતરથી એની અપ્રતિમ સ્તુતિ કરતા અને આનંદ પામતા રાજકુમારો એની લાવણ્યતા અને રસીકતા જોઇ જીંદગી પર્યંત મો હજાળમાં પડ્યા હતા. કેટલાક ઉન્મત્ત રાજકુમારોએ તો પ્રભાવતિ મળે તોજ પરણવું નહિ તો કુંવારા રહેવું'—એવો સંકલ્પ લીધો હતો, કેટલાક રાજકુમારો અખુટ દ્રવ્ય ખરચી આવતા અને ટાપ કરી રૂપાળા બનતા પરંતુ જેવા તેઓ આવતા તેવાજ પાછા ચાલ્યા જતા. આ પ્રમાણે સર્વને ભિન્નભિન્ન માર્ગે આકર્ષણ કરતી પ્રભાવતી સકલ સૃષ્ટિનું સૌન્દર્ય હતી.

મ્હારી આ સ્થિતિ પિતાશ્રી જોઇ શકતા નથી અને મ્હારો નિશ્ચય મ્હારાથી ફેરવાય એમ નથી તેથી પ્રભાવતીએ સર્વ સ્થળે ફરતાં ફરતાં પોતાનો રત્નગઢ નામનો કિલ્લો હતો એ તેણે પોતાના એકાંત નિવાસસ્થાન માટે પસંદ કર્યો હતો. એ કિલ્લો ચંદ્રનગરથી આસરે દસ બાર માઇલને અંતરે હતો. અહિ નિવાસ કર્યાને પ્રભાવતીને લગભગ વરસ એક થવા આવ્યું હતું, અહિં આવ્યાબાદ તે એક દિવસ નારયણેશ્વર મહાદેવના દર્શને ગઇ હતી ત્યાં અરણ્યમાં તેને વિજયનગર રાજકુમાર ચંદ્રરાજના દર્શન થયાં હતાં અને

ત્હેના માત્ર દર્શનથીજ તે મોહ પામી હતી અને પરણવું તો એમને જ એવો મન સાથે દ્રઢ સંકલ્પ કર્યો હતો.

એક રાત્રીએ તે મનહર સ્વપ્નમાં પડી. એજ કુમાર ચંદ્રરાજ તેના સ્વપ્ન રાજ્યસ્થાનમાં પધાર્યા. કુમારને જોતાંજ પ્રભાવતીએ કહ્યું "વાહવાહ ! આવા કઠીન હૃદયના આપને મ્હેં નહોતા ધાર્યા. આવા કૃપણ હૃદયના થવું હતું તો દર્શન નહોતાં દેવાં. દર્શન દેવાં હતાંતો પ્રિયતમ ધર્મ બજાવી ચિત્ત નહોતું હરવું. આપ તો પુરૂષ છો. આપ વિયોગ દુઃખ સહન કરવા શક્તિમાન છો. હું ગમે તેમ તોય કુમારી છું એટલો આપને વિચાર કરવાનો હતો.

કુમારીનાં આવાં સ્નિગ્ધ વચન શ્રવણ કરી કુમારે પ્રત્યુત્તરમાં કહ્યું—" રાજકુમારી ! આ હૃદયપર આપે આટલે અંશે અનુગ્રહ કર્યો હશે એમ હું જાણતો નહોતો. લલિત સુકોમળ લતા ! શું કહું મ્હને વૈરાગ્યપર એટલે અંશે ભાવ હતો કે જે ભાવ માત્ર ત્હારા કિંચિત્ દ્રષ્ટિપાત્થી તે સમયે છિન્ન ભિન્ન થઇ ગયો અને ત્હેનામાટે મ્હારા મિત્રે મ્હારી કેટલીક હાંસી કરી હતી પરંતુ એ અંતરથી બહુ આનંદ પામ્યો હતો. રમણીય રસ સરિતા ! કોઈ લલિતાથી મ્હારૂં વિરાગી ચિત્ત પરવશ સ્થિતિને પામશે એવું મ્હેં સ્વપ્નમાં ધાર્યું નહોતું—શરીર સૌન્દર્યમાં પણ અનિવાર્ય મોહ છે એ મ્હને તમારા પ્રથમ દર્શનેજ શીખવ્યું. આપના દર્શન થયાં ત્યારથી આ શરીર અને મન આપનાજ ઉપયોગ અર્થે છે એથી વિશેષ શું કહું?"

"કુમારશ્રી ! બહુ થયું, હવે વિશેષ વિનયની વાર્તા જવા દો. દ્રવતા ચિત્તને વિશેષ દ્રવિત કરોમાં, શામાટે ઉભા થઇ રહ્યા છો.

હૃદયમાં તો બિરાજ્યા છો પરંતુ આ સુવર્ણાસનપર પણ બિરાજી તેનું માન વધારો.'— એટલું બોલતાની સાથે સ્વપ્નમાં તેણીએ પોતાનો હાથ ઉંચો કર્યો. ઉંચો કરતાં તે શયનપલંગના છત્રદણ્ડની સાથે અફળાયો. અફળાતાંજ પ્રભાવતી જાગી. જાગી પરંતુ પ્રિયતમના પ્રેમઘેનમાં જાગી, અને પ્રીયતમને નિહાળી પ્રીયતમ! પ્રીયતમ! ઉચ્ચારણ કરતી બેઠી થઇ. બરાબર જોવા માંડયું તો પ્રાયતમ મળે નહિ. તેથી ફરી તેણે ઉચ્ચારણ કરવા માંડયું.—પ્રાણ! ક્યાં અદ્રશ્ય થયા? શું મ્હારી મશ્કરી કરો છો?

આ સાંભળતાંજ પાસે સુતેલી સખીઓ અને દાસીઓ જાગી ઉઠી. તેમાંથી તેની એક પ્રીય સખીએ કહ્યું—શું છે શું છે બ્હેન? પ્રાણ કહીને કોને બોલાવો છો? અહિં તો કોઇ નથી.

પોતાની સખિના આ વચન શ્રવણેંન્દ્રિયે અથડાતાંજ પ્રભાવતી જાગી અને સ્વસ્થ થઇ પ્રીયતમ–પ્રેમ નીશો ઉતરી ગયો, અને બોલી—

'બ્હેની! મ્હને એક મનહર સ્વપ્ન આવ્યું તેમાં મ્હેં તે દિવસે અરણ્યમાં જે કુમારને જોયા હતા તેમને દીઠાં. મ્હારી દ્રષ્ટિથી હમણાંજ તેઓ લોપ થયા!

# પ્રકરણ ૫ મું.

## પ્રિયતમ પ્રિયતમાનો આકસ્મિક યોગ.

બીજે દિવસે પ્રાતઃકાળે પ્રભાવતી પોતાના પ્રીયતમનું એક પત્ર

ચિત્ર આલેખવા લાગી. ચિત્ર પુરૂં થઈ રહ્યા પછી તેને ખુબ નિહા-ળી પ્રેમથી આલિંગન કરવા લાગી, અને ચિત્રને છાતી સરસું ચાંપી પોતાના બે સ્તનકમળ રક્ષક વચ્ચે મુકી પોતાની બે પ્રીય સખીઓ સાથે બગીચામાં ફરવા ચાલી.

તેજપળે કુમાર ચંદ્રરાજ પણ ફરતા ફરતા ત્યાં આવી એક લત્તામંડપમાં વિરામ લેતા બેઠા ત્યાં આગળ બે સખીઓ સહિત કુમારી પ્રભાવતી આવી ચડી, આવતાંજ સ્વપ્નમાં પધારેલ પ્રીયતમ-ની આબેહુબ છબી એક લતામંડપના કોચ ઉપર બેઠેલી જોઇ. જોતાંજ ગતિ અટકી. રોમાંચ અનુભવ્યો. દ્રષ્ટિ સ્થિર થઇ પ્રીયતમની પ્રતિમાનું રસભર દર્શન કરવા લાગી. હૃદય સમુદ્રજળની પેંઠે ઉછ-ળવા લાગ્યું, અને મસ્તિકાલયમાં પ્રશ્ન ઉઠયોજ.—શું રાત્રિએ સ્વપ્ન-માં પધારેલા તે આજ મનમોહન! આહા? મ્હારાપર એ રસાધિ-રાજે કેવો અનુગ્રહ કર્યો! શું મ્હારા હૃદયની સ્થિતિ જાણી તેઓએ અત્રે પધારી દર્શન આપી મહાન અનુગ્રહ કર્યો? આહા! એજ રસભર્યું મુખડું? વારૂં મ્હારા આ લખેલા ચિત્ર સાથે સરખાવી જોઉં? અરે! પણ તેઓની રસભરી દ્રષ્ટિ તો મ્હારી દ્રષ્ટિ સાથે સંધાઇ શું તેઓ મ્હારી શોધ કરતા કરતા અહિં આવ્યા હશે.? આ સ્થાન તેમને કોણે બતાવ્યું હશે? બન્યું પણ પ્રેમનો આટલો ઉમળકો છતાં આગળ તો જરીયે ચલાતું નથી પણ તેમની સ્વામી-નાથ પ્રથમ હું તેમની સાથે કેવા પ્રકારની વાતચિત કરૂં!

આવા સંકલ્પ વિકલ્પમાં પ્રભાવતિ જે સ્થાને ઉભી હતી ત્યાંજ સ્થિર થઇ ગઇ. પળવાર પ્રિયતમ સાથે દ્રષ્ટિ માંડી રહેતી અને પળવાર ક્ષોભીત થઈ સ્મિત છલકાવતી દ્રષ્ટિને નીચી ઢાળી દેતી.

કુમાર ચંદ્રરાજ હૃદયમાં વસેલી નવયૌવના કુમારીને જોતાંજ ચમક્યો. અને જગદીશની વિચિત્ર ઘટનાથી અજાયબ થયો અને અંતઃ સ્તુતિ કરવા લાગ્યો. આહા ! કેવું આશ્ચર્ય ? ઘડી પહેલાંજ આ અનુપમ લાગ નિહાળી મ્હને મ્હારી અરણ્યમાં મળેલી મનોરમા સ્મરણમાં આવી હતી અને એનુંજ હું સ્મરણ કર્યાં કરતો હતો ત્યાંતો શાક્ષાત્ એજ લલિત મૂર્તિ મ્હારા સન્મુખ આવી ઉભી રહી. આહા ? એ શું ભગવતિ તો નહી હોય ? કે મ્હારો હૃદય સંકેત જાણી જઇ મ્હારો ઉપહાસ કરવા પ્રગટ થઈ સામી ઉભી થઇ રહી હશે? આહા ? આ શરીરે એવાં પૂર્વે શુ પુણ્ય કર્યાં હશે કે આવી લલિત પ્રભાના દર્શન આ ભાગ્ય સુધી ? અરે ? પણ હું આમ વિચારજ કર્યાં કરીશ કદાચ તે ત્યાં ઉભી રહી મ્હારી પરીક્ષા કરતી હશે તો મ્હને કેવો અવિનથી મૂઢ અને મૂર્ખ ધારશે ? માટે મ્હારેજ આગળ જઇ આભાર યુક્ત કંઈ ભાષણ કરવું ઉચિત છે કારણ કે લજ્જાજ વખતે તેમને આગળ આવતાં અટકાવતી હશે તો ! આહા ! એની દ્રષ્ટિમાં કેવું માચકર્ય વિલસી રહ્યું છે । હું નિષ્ઠુર હૃદયનો મૂઢ તેનો કંઇ પણ મર્મ સમજી શકતો નથી. મધુરી ? થયેલ અપરાધ માટે ક્ષમા કરો. એમ બોલતો તે ઉભો થયો અને લતામંડપના દ્વાર આગળ કુમારીથી ચાર પાંચ કદમને અંતરે જઇ ઉભોજ થઇ રહ્યો. પુરૂપ છતાં પળવાર એને પણ શું બોલવું એ સુઝયું નહિ. આખરે પ્રિયતમાની દ્રષ્ટિ લજ્જા અને પ્રેમથી છલકાતી જોઇ તે બોલ્યો.

## માલિનિ છંદ.

સબળ હૃદય હારી થાય છે કોઇ કેને,<br>
ન નકી ગુણ વિશેષે પ્રેમ બંધાય એને;

વિકસિત વન આખું આ સમે રમ્ય હોય,
ખીલતી નથી વસંતે માલત્તિ શીદ તોય.

પ્રત્યુત્તરમાં શરમાતી શરમાતી પ્રભાવતિ ધીમે સ્વરથી બોલી—

કમળતણી સુગંધી સર્વથી શ્રેષ્ટ આવે,
અગણિત કદિ બીજાં પુષ્પ પાસેજ લાવે;
પણ શીવ ખુશી થાશે દેખીને આક ધતુરો,
ખબર કશી પડેના પ્રેમ જ્યાં હોય પુરો.
આ સાંભળી કુમાર ચંદ્રરાજે કહ્યું—
ઘર કઠણ બીઓ કે બાવળોના રચેલાં,
નજર કરો ત્યાં છીદ્ર તેણે કરેલા;
ભ્રમર કમળ કેરા કોષમાં નાશ પામે,
શરીર નથી વધારે પ્રેમ જ્યા પૂર્ણ જામે.

એટલું બોલી કુમાર ચંદ્રરાજે આગળ કહ્યું—સુકુમારી ! શું કહું ? આપનું પ્રથમજ દર્શન મ્હારા વિરાગી વિચારોને નષ્ટ કરવા કેવું વિનયવાન થયું છે તે હું જાણું છું કે મ્હારા નિત્ર જાણે છે. કે સ્નેહ શું ? અને શરીર–સૌન્દર્યની કેટલી સત્તા ? એ હું આજ પહેલ વહેલુંજ આપની પાસેથી શીખું છું. આપના રૂપ–ગુણ–વિદ્યા–વિનય અને સૌન્દર્યે મ્હને આપનોજ કરી લીધો છે માટે આપને વિનય યુક્ત વાણી રૂપે કયા શબ્દોમાં શું કહું ? એ સમજાતું નથી. આપ ઉદારતાથી પરિપૂર્ણ છો તેથી પરવશ પુરૂષનો સત્કાર શી રીતે કરવો એ જાણો છો વધારે શુ કહુ ?—

કુમાર શ્રી ! વિશેષ શું કરવા કહો છો, જેવી આપના હૃદયની સ્થિતિ છે તેવી આ હૃદયની સ્થિતિ પણ લેખજો જેવા આપના

પ્રથમ વિચારો હતા તેવાજ મ્હારા પણ વિચારો હતા અને તેથી હું મ્હારા પિતાશ્રીને દુઃખનું કારણ થઈ પડી અને ત્યારથી આ એકાંત સ્થાન શોધી હું અહિંજ રહું છું. જ્યારથી આપ ગુણજ્ઞ મહાપુરૂષના દર્શન થયાં ત્યારથી મ્હાર. વિચારો બદલાઇ ગયા. અને હમણાં મ્હારા હૃદયની કેવી સ્થિતિ છે તે આપનાથી ગુપ્ત નથી. પિતાશ્રીયે મ્હારૂં કોઇ તરફ આકર્ષણ થાય તે માટે ઘણા એક રાજકુમારોને બોલાવ્યા હતા પરંતુ કોઇ તરફ મ્હારૂં આકર્ષણ થયું નહિ. હવે મ્હારા માટે આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. એટલું કહું છું કે મ્હારા પિતાશ્રીને હું ઘણી મુદતથી દુઃખનું કારણ થઇ પડી છું તે સુખરૂપ થઈ પડું તેવો કોઈ સબળ માર્ગ શોધો.

પરંતુ કુમાર શ્રી ! જ્યારથી મ્હેં આપને નિહાળ્યા ત્યારથીજ મ્હેં આપને કોઇ રાજવંશીજ ધાર્યા છે. માટે કંઇ પણ ગુપ્ત રાખ્યા સિવાય સત્ય હકિકત કહેશો કે—આપ કયા નગરના રાજકુમાર છો ? આપનું નામ શું ? અને શા માટે આ વેશે બહાર નિકળવું પડયું છે ?

પ્રભાવતિના આ વચનો સાંભળી રાજકુમારે પોતાની સઘળી હકીકત તેણીને કહી સંભળાવી પછી ત્યાંથી તેઓ સાથે સાથે મ્હેલે ગયાં ત્યાં ભોજનાદિ ક્રિયા સમાપ્ત થયા પછી તેઓએ કેટલીકવાર સુધી પ્રમોદભર વાતો કરી. રાજકુમારે કહ્યું—

" કુમારી ! હું હાલમાં આપના પિતાશ્રીને ત્યાંજ રહું છું. મ્હેં મ્હારી સત્ય હકિકત હજુ તમને જણાવી નથી અને જણાવવી મ્હને યોગ્ય પણ લાગી નહિ. તેઓ મ્હારા પર બહુજ પ્રેમ રાખે છે. "

પ્રભાવતીયે કહ્યું–' કુમાર શ્રી ! મ્હારી સાથે આપ આવો. હું

પિતાશ્રીને આપની સત્ય હકિકતથી વાકેફ્ કરીશ અને મ્હારી શુભ ઇચ્છા પણ અન્યદ્વારા પિતાશ્રીને જણાવીશ. આ પ્રાણ હૃદયના હવે આપજ સ્વામિ છો આપના પર પ્રપંચી લોકોએ જે દુષ્ટ આળ ચડાવ્યું છે. તે પણ આપના પિતાશ્રીને સત્ય હકિક્તથી વાકેફગાર કરી. આપને કલંકમાંથી મુક્ત કરીશ. આપના પિતાશ્રીએ દુષ્ટ લોકોની જાળમાં સપડાઇ આપને દેશવટો આપી બહુજ અવિચારી કૃત્ય કર્યું છે આપ નિર્ભય રહો અને મ્હારી સાથે ચાલો.

આ સાંભળી ચંદ્રરાજે કહ્યું—" ચંદ્રનગર રાજકુમારી ! આપના અને મ્હારા તથા ઉભયના માતાપિતાશ્રીના સુખ માર્ગ માટે આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. આપના દર્શન થયાં ત્યારથી હું તો આપની ઇચ્છાવિનજ છું એ પ્રમાણે વાતચીત થઇ રહ્યા પછી બીજે દિવસે પ્રાતઃકાળે તેઓ કેટલાક માણસો સાથે ચંદ્રનગર તરફ રવાના થયાં.

અતિઉત્સુક આનંદતરંગમાં વહેતાં પ્રવાસી ચિત્તને માર્ગમાં શું શું આપત્તિયો આવી પડવાની છે. તેનું પ્રથમથી જ્ઞાન ક્યાંથીજ હોય ? જો એમજ હોય તો પછી જીવ અને ઇશ્વરમાં શો ભેદ રહ્યો વાચકવૃંદ પ્રારબ્ધની ગતિ વિચિત્ર છે. પ્રારબ્ધ પ્રવાસી નવા પ્રેમી જોડાની માર્ગમાં શી અવદશા થાય છે ? તે અનુકંપા સાથે અવલોકીએ.

ભવાનપુર નામે એક શેહેર હતું વિસ્તારમાં ચંદ્રનગર જેટલુંજ અને ઉપજમાં કમતી હતું. અહિંના રાજાનું નામ લંપટસેન હતું. વિદ્યા તેણે ગૃહણ કરી હતી પરંતુ નીચ સંગતિથી તેમજ દારૂના વ્યસનથી તે કુમાર્ગે ચડયો હતો દારૂના ઘેનમાં જ્યારે તે પૂર્ણ ઘેરાતો ત્યારે તેના દારૂડીયા ખુશામતીઓર સોબતીયો કહેતા કે—આપ રાજા

બાદશાહ છો આપ નવ નવા રંગ વિલાસ નહિ કરો તો બીજું કોણ કરશે ? અમારા જેવા ગરીબની શી ગુંજાશ ? આ સંસારમાં આવી મોજનમાણી અને સંસારનો લ્હાવો ન લીધો તો પછી બીજા ક્યા અવતારે લેવો ! આ જીંદગીનો શો ભરૂશો ! મનુષ્યનો અવતાર અને તેમાં પણ વળી રાજાનો અવતાર વારંવાર આવવો દૂર્લભ છે ! આ પ્રમાણે તેઓ રાજા લંપટસેનને ખુબ ચડાવતા. અને તે નિશાની ધુનમાં સર્વ ભ્રષ્ટાચારમાં તેણે જે વિદ્યાગ્રહણ કરી હતી તેનો પણ નાશ થયો અને કોઇવાર શુદ્ધ વિચારો આવતા તે પણ આવતા બંધ થયા અને દુષ્ટ સોબતીયોનું પૂર્ણ બળ જામ્યું. આ રાજાને પ્રભાવતિ નામે સદગુણશીલ રાણી હતી. એ બહુવાર પોતાના પતિને નીચ સોબતીયોના ફંદમાંથી છુટવા માટે શીખામણ દેતી પરંતુ તેના સોબતીયોએ રાજાને દારૂનું એવું વ્યસન પાડી દીધું હતું કે ઘડીવાર પણ દારૂ વિના રહી શકતો નહિ. અને દારૂના ઘેનમાં સોબતીયો સાથે સઘળા પ્રકારના દૂરાચાર રમતો. સતિની પવિત્ર સત્તા સતિ પાસે પતિ રહે ત્યાં સુધીજ તેનાપર રહેતી. રાજા સર્વ શસ્ત્રકળામાં નીપુણ—અશ્વ ખેલવવામાં ચતુર, વિદ્યાવાળો અને શુરવીર હતો પરંતુ નીચ સંગતિ અને દારૂના વ્યસનથી કૂમાર્ગે ચડયો હતો.

પ્રભાવતિની કાંતિ અને રૂપ જોઇ આ રાજાએ નિશ્ચય કર્યો હતો કે ગમે તેમ કરી પ્રભાવતિને મેળવવીજ ! અને આ નિશ્ચયમાં તેના ખુશામતીયાઓએ પુષ્ટી આપી હતી. ચંદનગરના મહારાજા અને આ શેહેરના રાજા વચ્ચે પ્રથમ બહુ મેળ હતો પરંતુ આ રાજા લંપટસેનની કૂચાલને લીધે મેળ ત્રુટયો હતો.

લંપટસેન પ્રભાવતિ વીશેની બાતમી હમેશાં પોતાના હારૂડીઆ મિત્રો મારફત મેળવતો તેમાં જે દીવસે તેઓ રત્નગઢથી ચંદ્રનગર જવા નિકળ્યા તે દીવસણી બાતમી તેના એક મિત્રે તેને આપી કહ્યું કે–પ્રભાવતિને ત્યાં કોઇ રાજકુમાર આવેલા છે તેને લેઇને ચંદ્રનગર તરફ જવા કેટલાક માણુસો સાથે નિકળેલ છે. આથી તે બસો માણુસોનું લશ્કર લેઈ કિલ્લાથી થોડે દુર ઝાડીમાં આવી સંતાઈ રહ્યો અને લશ્કરની એવી વ્યુહ રચના કરી કે ઝાડીમાં પેસતાજ પ્રભાવતિ પોતાના માણુસો સાથે ચારે બાજુથી ઘેરાઈ જાય–

એ પ્રમાણે લંપટસેન ઝાડીમાં પોતાના સૈન્ય સાથે છુપાઈ રહ્યો એટલામાં પ્રભાવતિ રાજકુમાર ચંદ્રરાજ તથા પોતાના માંણુસો સહિત ત્યાં આવી પહોંચ્યા—

પ્રભાવતિ સાથે પચાસ ઘોડેશ્વાર ત્રીસ પોલીસ સીપાઇઓ અને બાકીના સેવક વર્ગ સહિત લગભગ સો માણુસો હતાં પ્રભાવતિનું સૈન્ય જેવું ઝાડીમાં પેઠું તેવુંજ લંપટસેનનું સૈન્ય તેની આસપાસ વીંટાઇ વળ્યું આ અણુચિંતવ્યો હુમલો જોઇ અને થોડા સૈન્યથી નહિ ગભરાતાં એક રજપુત સરદારને પ્રભાવતિના રક્ષણ અર્થે–રોકાવાનો હુકમ કર્યો અને પ્રભાવતિની પાલખીની આસપાસ કેટલાક ઘોડેશ્વારને ગોઠવી દીધા અને પોતે ચારે બાજુ કેટલાક માણુસોને ગોઠવી જે તરફ રાજા લંપટસેન વિશેષ માણુસો તરફ હતો તે બાજુ તરફના લશ્કરપર પોતાના ઘોડાને ફેંકયો. અને ક્ષુધાથી વિકાળ થયેલો સિંહ જેમ પોતાના શીકાર ઘેટાપર તરાપ મારી કુદી પડે તેમ ઘેટાંઓ વચ્ચે સિંહ કૂદી પડયો અને જેમ બાજરી લણે તેમ દુશ્મનોના શિષ્ય ઉડાવતો લશ્કર વચ્ચે ચાલ્યો. લંપટસેનને એક વો-

ગતાં તે જખમી થઇ નાઠો તેની સાથે તેનું લશ્કર પણ નાઠું. બીજી ત્રણે બાજુએ લડવામાં રોકાયેલું લશ્કર હતું તે પણ પોતાના રાજા લંપટસેનને લશ્કર સહિત નાસતો જોઇ તે પણ લડવું બંધ કરી નાસવા લાગ્યું. અને રાજકુમાર ચંદ્રરાજનો થોડું લશ્કર હતું છતાં તેના શૌર્ય અને ગોઠવણથી વિજય થયો. કુમારી પ્રભાવતિ પાલખીમાં બેઠી પોતાના પ્રીય પ્રાણેશ્વર ચંદ્રરાજનું શૌર્ય નિહાળ્યાં કરતી હતી. અને તેમનું અતુલ પરાક્રમ નિહાળી વિશેષ મોહ પામી હતી. પ્રભાવતિના કેટલાક શુરવીર ઘોડેશ્વારો લંપટસેનના નાસતા સૈન્યની પુંઠ પકડી તેમનો સંહાર કરવા લાગ્યા તેમને રાજકુમારે અટકાવ્યા—

રાજકુમારે પોતાનું સર્વ સૈન્ય એકત્ર થતાં જોયું તો માત્ર દસ ઘોડેશ્વાર બચ્યા હતા તે સહિત રાજકુમાર અને પ્રભાવતિએ આગળ પ્રયાણ કર્યું. અને રાત્રી પડી જતાં તેમજ યુદ્ધ થતાં શ્રમ પડવાથી પ્રભાવતિ ચંદ્રનગરથી ત્રણ માઇલને અંતરે પોતાના સ્વસ્થાન તાબાનું એક ગામ હતું ત્યાં મુકામ કર્યો અને થાકથી સર્વ નિંદ્રામાં પડયા. પહેરેગીરો પણ થાકથી નિંદ્રાવશ થયા—

આ તકનો લાભ લઇ લંપટસેન ચુપકીથી બીજું બસો માણસોનું બીજુ સૈન્ય લઇ આવ્યો અને વિચાર કર્યો કે—ઓચિંતો છાપો મારવોજ લાભકારક છે કારણ કે રાજકુમાર અને તેના સીપાઇયો શુરવીર છે તેથી સામે રહી લડવામાં ફાયદો નથી એમ ધારી તેણે સુતેલા પ્રભાવતિના પહેરેગીરોને સુતેલાજ ઠાર કર્યા. પ્રભાવતિના માણસો 'દગો દગો' બોલતાં જાગી ઉઠયા. રાજકુમાર અને પ્રભાવતિ પણ જાગી ઉઠયાં—શું કરવું? એ રાજકુમારને સુઝયું નહિ આ-

ખરે સમયને અનુકુલ થવુંજ યોગ્ય લાગ્યું. રાજકુમારને કેદી થવું પડયું અને પ્રભાવતિનું હરણ થયું.

---

# પ્રકરણ ૬ ઠું.

## પ્રભાવતિનું હરણ.

ઇશ્વરી બનાવ સિદ્ધ થયો. પ્રભાવતિનું હરણ થયું. બંધિવાન થયેલા રાજકુમાર ચંદ્રરાજને વિચાર થયો કે—પ્રભાવતિ પોતાના શીયળનું, મહત્વતાનું કેવી રીતે સંરક્ષણ કરે છે તે અવલોકવાનો પણ એક પ્રકારે અવકાશ મળ્યો અને તેની સાથે તેને કેવા પ્રકારે છોડવવી તેના પણ વિચારમાં પડયો.

લંપટસેને, રાજકુમાર કે પ્રભાવતિ બન્નેમાંથી કોઇને કાંઇ પણ ઇજા કરી નહીં અને પોતાને દેશ લઇ ગયો, પ્રભાવતીને, પોતાની રાણી પદ્માવતીના હવાલામાં સોંપી અને સોંપતાની સાથે તેણે એવી સૂચના આપી કે—પ્રભાવતિ તેના પિતાને મ્હારી સાથે લગ્ન કરવાની ઇચ્છા જણાવે ભવાનપુરથી એક માઇલને અંતરે એક મોટું તળાવ હતું અને તેની વચ્ચે એક મેહેલ હતો અને મેહેલની પાસે એક તુરંગ હતો એ તુરંગ (જેલખાનું)માં રાજકુમારને કેદી તરીકે રાખવામાં આવ્યો.

પદ્માવતિએ પતિની આજ્ઞા મુજબ પ્રભાવતિને ઘણે પ્રકારે સમજાવવા માંડી પણ જ્યારે તેણીને પોતાના અવિચળ ટેકમાં સ્થિર

જોઇ ત્યારે તેણે પોતાના પતિને સમજાવવા નિશ્ચય કર્યો અને એક દિવસ તે મ્હેલે આવ્યો ત્યારે તેણીયે કહ્યું—

"પ્રાણનાથ ? આપ આ હઠ છોડી દો મ્હેં ઘણે પ્રકારે પ્રભાવતિને સમજાવી પરંતુ એ કોઈ પણ પ્રકારે પોતાનો નિશ્ચય ફેરવે તેમ નથી. વળી એના પીતાને આ વાતની જાણ થશે તોએ આપણાપર ચડાઇ કરી આપણો નાશ કરશે માટે આપણી આબાદી જાળવવી હોય તો પ્રભાવતિને સત્વર માન સાથે એમના સ્વદેશ પહોંચાડવો ક્ષત્રીયે અબળાનું રક્ષણ કરવું જોઇયે તેને આપ બળાત્કારે તેનું હરણ કરો એ આપ જેવા શુરવીર ક્ષત્રીય રાજાઓમાં શોભા પામતું નથી. વળી નીચ કૃત્યનું સારૂં પરીણામ કદી આવતુંજ નથી. માટે આ દાસીની વિનતિનો સ્વીકાર કરી પ્રભાવતિને સત્વર એમને સ્વદેશ પહોંચતી કરો. આ સાંભળી લંપટસેને કહ્યું—

"બસ બસ ! મ્હારે તમારી સલાહ કે તમારો ઉપદેશ નથી જોઇતો હું એની ઇચ્છાએ અથવા તો અનિચ્છાએ પણ એને પરણીશ પ્રભાવતિ માટે હું મ્હારૂં રાજ્ય ખોઇ બેસું કે મ્હારો પ્રાણ ખોઈ બેસું તો પણ તેનો મ્હને બીલકુલ અફસોસ નથી."

પ્રભાવતિ પ્રાપ્ત થઇને એ સઘળું થાય તો ઉચિત–પરંતુ પ્રભાવતિ તો તમને તલમાત્ર પણ ચહાતી નથી. માટે બળાત્કાર કરે શું લાભ ! પ્રભાવતિ શુદ્ર અને એક ટેકવાળી છે પોતાના પ્રાણ જતાં પણ એ પોતાનો ટેક છોડે તેમ નથી. મ્હેં સમજાવવામાં બાકી રાખી નથી પરંતુ જ્યારે તે ન સમજી ત્યારેજ મ્હેં તમને તેણીને સ્વદેશ પહોંચાડવા માટે વિનંતિ કરી." આ સાંભળી લંપટસેન ક્રોધમાં ત્યાંથી ઉઠી જઈ પોતાના હમેશના સોબતીઓ પાસે ગયો."

લંપટસેનના ગયા પછી પદ્માવતિને વિચાર થયો કે–મ્હારે હવે શું કરવું. ! પતિની ઇચ્છાને અનુકૂલ થવું કે શુદ્ધ પવિત્ર બાળાનું રક્ષણ કરવું ? બંનેનુ શુભ થાય એવો કોઇ માર્ગ ? વિચાર ભુવંન-માંથી ઉત્તર મળ્યો—

હા, પ્રભાવતિને જવાનો માર્ગ કરી આપવો. જેથી સતિનું હિત સચવાશે તેમ પતિનું હિત પણ સચવાશે. કારણ કે એ કુમાર્ગે જતાં અને ચંદ્રનગરના માહારાજાના કોપનું પાત્ર થતાં બચશે. પ્રથમ તો એમને દુઃખ થશે પણ એમાંજ એમનો સુખમાર્ગ છે. પદ્માવતિએ પ્રભાવતિને ધીરજ આપીને કહ્યું કે પ્રભા બ્હેન ? ગભરાશો નહિ. આજ રાત્રે આપને આપના સ્વદેશ જવાનો માર્ગ કરી આપીશ. આ સાંભળી પ્રભાવતિએ તેનો આભાર માન્યો—

પદ્માવતિયે જેલરને સારૂં ઇનામ આપી રાજકુમારને મુક્ત કરવા સર્વ વ્યવસ્થા કરી રાખી અને એ વ્યવસ્થા કરવા જનારની સાથે પ્રભાવતિયે રાજકુમારપર પત્ર લખી આપ્યો–વાંચનાર ! એ પત્ર બહુ ટુંકો હતો ?

પ્રિય કુમાર ! આપ અંતરમાં રજ પણ શોચ ધરશો નહિ આપની મહત્વતા તથા મ્હારી વિમલતા આપણો સુખમાર્ગ શોધશે. આપનો કોપ આખા રાજ્યને પાયમાલ કરવા સમર્થ છે છતાં એમ કરવા આવશ્યકતા નથી. આપનો પ્રતાપ સદૈવ મ્હને શુદ્ધ રાખશે. મૂર્ખ રાજાને લીધે સર્વને દુઃખ દેવાનું ધારશો નહી. એની મૂર્ખતાનું એ ફળ ભોગવે છે. અને ભોગવશે. આપનો પ્રતાપ, પ્રભાવ સર્વ કોઇ જાણે છે અને એ પ્રભાવ અનુચિત સ્થાને અને યોગ્ય સમય

વિના વાપરવો ઉચિત નથી. હું આવું છું અને સર્વ ગોઠવણ બ્હેન પદ્માવતિએ કરી રાખી છે આટલો પ્રભાવ છતાં આટલી સહન શીલતા અને સમય સૂચકતા ચકતા ! પ્રિય ? મ્હારૂં સદ્દભાગ્ય હું કલ્પી શકતી નથી.

લી. આપની કોણ ? એ આપ જાણો છો.

પત્ર વાંચતાંજ રાજકુમારના હૃદયમાં આનંદની ઉર્મિયો ઉછળી અને ત્વરિત ચિત્તે પ્રભાવતિની રાહ જોવા લાગ્યો—

પ્રભાવતિ પોતાની સખિયો સહિત પ્રિય રાજકુમારને મળવા અતિઉત્સુક ચિત્તે મચ્છવામા બેસી અનેક સંકલ્પ વિકલ્પ કરતી ચાલી.

કુમારચંદ્રરાજ બંધિખાનામાં તરંગમાં વહેવા લાગ્યો. આહા પ્રારબ્ધની કેવી વિચિત્ર ગતિ છે. ? પિતાશ્રીનો કેવો મ્હારાપર પ્રેમ ? તેમાં પ્રપંચી લોકોએ કેવો પ્રપંચ રચી મ્હારાપર કલંક ચડાવી પિતાશ્રીના કોપનું પાત્ર ઠરાવ્યો અને દેશ નિકાલ કરાવ્યો ? ત્યાં મ્હારા મિત્ર પ્રધાન પુત્રનું ક્યાં મ્હારી સાથે આવવું અને અરણ્યમાં વળી ક્યાં મિત્ર વિયોગ એકાએક થવો અને ચંદ્રનગર જવું ? ત્યાં વળી ક્યાં મહારાજાનો પ્રેમ થવો અને નોકરીમાં જોડાવું, ત્યાંથી વળી ક્યાં રત્નગઢ કિલ્લાપર પ્રભાવતિના પુનઃદર્શન થવાં અને ત્યાંથી વળી સાથે ક્યાં ચંદ્રનગર તરફ જવા નિકળવું ? વળી માર્ગમાં કેવા કેવા બનાવ બન્યા અને છેવટે ક્યાં અહિં બંધિખાનામાં કેદ થવું અને તેમાં વળી છુટકારા માટે ક્યાં પ્રભાવતિ તરફથી પત્ર આવવો વગેરે સઘળા બનાવો તરફ સૂક્ષ્મ દ્રષ્ટિથી અવલોકન કરતાં પ્રારબ્ધની ગતિ વિચિત્ર છે તેને પ્રથમથી જાણવા પરમાત્મા સિવાય કોઇ સમર્થ

નથી. હવે અહિંથી છૂટી ક્યાં જશું ? અને વળી માર્ગમાં શા શા બનાવો બનશે ! એ જાણવા હે ભવાટવીમાં ભરાઇ રહેલા અને ગુંચવાઇ ગયેલા માનવી ? તું જાણવા સમર્થ નથી—

પ્રભાવતિ ? તું ખરેખર આખી સૃષ્ટિની પ્રભાજ છે તારૂં નામ પાડનારે બહુ વિચારથીજ તારૂં નામ પ્રભા પાડયું છે. પ્રાણી માત્રના હૃદય આકાશમાં જે પ્રભા રહેલી છે અને જે પ્રભાથી પ્રાણિ માત્ર વ્યવહારમાં સંચરે છે એ પ્રભા તે તુંજ છે. આહા ! પ્રભા ! મ્હારા પર તારી આટલી કૃપા ? મ્હારા સદ્ભાગ્યની સિમા હું જોઇ શકતો નથી. તારી સહજ કૃપા આગળ અગણીત દુઃખો પણ દુઃખો નથી પરંતુ સુખોજ છે. તું કૃત્રિમ પ્રભા છે કે સાચી ? તે સમય આવે મ્હને જણાઇ ગયું. કુંદન કથીર હોયજ નહિ એ સત્યજ છે. પ્રભા ? તારો આભાર હું શી રીતે વાળીશ ? મ્હારે તારો બચાવ કરવો જોઇએ તેને બદલે અત્યારે તું મ્હારો બચાવ કરે છે. પ્રભા ? મ્હારી પ્રભા ? તને હું શું આપું ?

આ પ્રમાણે ચંદ્રરાજ બંધિખાનામાં પોતાના મન સાથે એકલા બોલે છે એવામાં પ્રભાવતિ જેલરને મળી અંદર આવી-' પ્રભા ! મ્હારી પ્રભા ! તને હું શું આપું ! એટલા શબ્દો પ્રભાવતિને કર્ણે પડયા. પ્રભાવતિ આ વખતે પુરૂષના સ્વાંગમાં હતી તેથી ચંદ્રરાજે તેણીને એકા એક ઓળખી નહિ. અને બોલ્યો—

કોણ દુષ્ટ મનુષ્ય અત્યારે મ્હારા આનંદમાં ભંગ કરે છે ! જા તારા નીચ રાજાને જઇ મ્હારા તરફથી ખબર આપ કે—આયલાની પેઠે ઘરમાં શું ભરાઇ રહ્યો છે ? એક વખત ચંદ્રરાજના હાથથી તુ

ઉભી પુંછડીયે નાસી ગયો હતો તે ભૂલી ગયો કે શું ? મ્હને બંધિખાનામાંથી મુક્ત કર્યા અને મ્હારા હાથમાં સમશેર આપ અને પછી આવી જા મ્હારી સામે ! ક્ષત્રીય થઇ છળકપટ કરી બળાત્કારે પરસ્ત્રીનું હરણ કરવું એમાં કેટલું પાપ છે તે તારા જેવા નીચ પાપી શું સમજે ?—

પોતાના પ્રાણ ચંદ્રરાજને ઉશ્કેરાયલા જોઇ પ્રભાવતિ તેમને શાંત પાડવા બોલી કુમાર શ્રી ? એતો હું આપની પ્રભા છું.

આહા. કોણ પ્રિય પ્રભા ! પુરૂષ વેશમાં ! શાબાશ !

પણ આપ ઘડી પહેલાં કહેતા કે–' પ્રભા ! તને હું શું આપું ? તે કહોને વ્હાલા શું આપશો ? ચંદ્રરાજ વિચાર થયો કે–હું જે બંધિખાનામાં મન સાથે બોલતો હતો તે સઘળું પ્રભાએ સાંભળ્યું હશે પછી થોડીવાર વિચાર કરી તે બોલ્યો—

" પ્રભા ! સર્વસ્વહર પ્રભા !આ ચંદ્રરાજ પાસેઆત્યાર લગીમાં આપને આપતાં કંઇ પણ બાકી રહી ગયું હોય તો તે આપ આ ચંદ્રરાજ પાસેથી લઇ લ્યો. પણ પ્રભા આપને યોગ્ય મ્હારી પાસે શું છે ?"

પ્રભાવતિએ ઉત્તર આપ્યો—

" કુમાર શ્રી ! અધિક થયું. આપના દર્શન થયાં ત્યારથીજ આપે મ્હને ભાગ્યશાળી કરી છે અને વિનામાગે પણ આપે મ્હારા પર મહાન અનુગ્રહ કરી સર્વ આપી ચુકયા છો. કારણ કે સત્ય પુરૂષોના તનમન પ્રાણી જનોના સન્માનાર્થેજ હોય છે–વારૂ–હવે અહિંથી સત્વર પધારો. અહિં વીશેષ સમય ટકવું જોખમ ભરેલું છે"

આ પ્રમાણે પ્રભાવતિ અને ચંદ્રરાજ ત્યાંથી નાસી છુટયાં અને પોતાના સ્વદેશ તરફનો પંથ પકડયો—માર્ગમાં એક મ્હોટી પુરાતની વાવ આવી. પ્રભાવતિ કોઇ દિવસ ચાલેલી નહિ તેથી આજ એકા એક થાકી ગઇ વાવ આગળ તેઓ થોડીવાર વિશ્રામ કરવા બેઠાં—પછી તેઓ હાથ અને પગ સ્વચ્છ કરવા વાવમાં ઉતર્યા અને જળથી ડુબેલા પગથીયાં ઉપરના પ્રથમ પગથીયાપર તેઓ બેઠાં.

સપત્તિ સંપત્તિને અનુસરે છે તેમ વિપત્તિ વિપત્તિને અનુસરે છે. એ કહેણી પ્રમાણે હજુ આ વિમલ યુગલના કષ્ટનો અંત આવ્યો નહિં પ્રારબ્ધ યોગે વાવના પગથીયાના ખુંણામાં ગુંચળું વળી એક સર્પ પડી રહેલો તે કુમાર ચંદ્રરાજની દ્રષ્ટિયે પડયો નહિ અને તેનો પગ ઓચીંતો તેના પર પડયો તેથી તે દબાયો. દબાતાંજ ખીજવાઇ તે રાજકુમારની પગની પાનીયે ડશ્યો. ડશતાંજ રાજકુમાર એકદમ—અરરર ! શુ કરડ્યું ! એમ બોલી ઉઠયો તત્ક્ષણ કુમાર ચંદ્રરાજે અને પ્રભાવતિયે જોયું તો પગની પાનીયે ડંસી એક સર્પ ખુણામાંથી પાંણીમાં જતો દીઠો. સર્પને જોતાંજ કુમારી પ્રભાવતિના હોંશ કોંશ ઉડી ગયા અને અતિ ગભરાટમાં પડી. તથા મન સાથે કહેવા લાગી. હે ભગવંન ? આ શો કોપ ? એવો અમારાથી આપનો શો અપરાધ થયો છે કે ઉપરા ઉપર દુઃખજ દુઃખ અરરર ? હવે અહિં આ જંગલમાં શો ઇલાજ કરવો ? એમ બોલતી રૂદન કરવા લાગી—હે ! જગદંબા ! હવે તો તું સહાય થા સર્વ દુઃખ સહંન થયાં, પણ પ્રાંણનાથ સાથેનો આ હંમેશનો વિયોગ એ દુઃખ મ્હારાથી સહન થઇ શકશે નહિ. એમણે પ્રાંણ તજ્યા તો આ દેહમાં આ પ્રાંણ પણ કદિ રહેનાર નથી. તેમની પાછળજ તેમની સેવા અર્થે એ પણ

અનુગમન કરશે—આ પ્રમાણે પ્રભાવતિ વિલાપ છે એટલામાં તો રાજકુમારને સર્પનું વિષ વિસ્તરતાં એકદમ તમર આવ્યાં અને નીચે પડી જતાં તેનું શરીર પ્રભાવતિયે પોતાના ઉત્સંગમાં ઝીલી લીધું.

અરરર! હવે શુ કરૂં! મહા કષ્ટથી અને પુર્વેના પુણ્યથી આ શરીર રત્ન પ્રાપ્ત થયું પરંતુ ભાવિને શાથી ઇર્ષા આવી કે આપેલું રત્ન પાછું ખુંચવી લે છે! પછી સાથે આવેલી સખીને તેણે પુછ્યું. તું પણ આજ આમ કેમ શુન્ય મુન્ય બની ગઇ છે. શું કરવું! એનો કંઇ માર્ગ તો બતાવ—

આ સાંભળી તે સખીએ કહ્યું—પ્રિય સખી! ધિરજ રાખો. ઇશ્વર સૌ સારૂંજ કરશે. મહાન ચિત્તોપરજ વિપદ વાદળ તુટી પડે છે. અને સહન પણ તેઓથીજ થઈ શકે છે. હું આ જંગલમાં તપાસ માટે જાઉં, છું કોઇ જોગી કે વનચર આટલામાં મળી આવશેજ અને તેનો ઇલાજ પણ જાંણતો હશે માટે આપ ગભરાશો નહિ. હું હાલ તેનો ઇલાજ જાણનારને લઇ આવું છું. એમ કહિ તે ત્યાંથી વિદાય થઇ

કુમારે નયન મીંચી દીધાં. શરીરનો રંગ બદલાવા લાગ્યો. કુમારી ચોધાર આંસુએ રૂદન કરવા લાગી. અને રૂદન કરતાં કરતાં બોલવા લાગી—

અરરર? ક્રૂર ભાગ્યદેવિ! વિજયનગરના પાટવીકુમારની તેં આ અવદશા કરી! અરરર! મ્હારા પ્રાંણેશ્વરની આ સ્થિતિ! લાખો મનુષ્યો, સેવકો ખમા ખમા કહેનારની આવી દશા! અરરર! પવિત્ર પર કુડું કલંક! મ્હારા રસીલા પ્રાણ! મ્હારા લીધેજ આપની આ

આ દશા હું જોઇ શકું છું ! મ્હારી સમીપ આવ્યા ત્યારથી મ્હારાજ મંદ ભાગ્યનું ફળ આપ ભોગવો છો ! નાથ ! આપના માટે શું કરું ! આ પ્રાંણ આપને અર્પણ કરે પણ આપના પ્રાંણુની રક્ષા થઇ શકશે ? અરરર ! શું આપ આપની પ્રભાને ટુંક સમાગમ સુખ આપી ચાલ્યાજ જસો ! ના, ના હું નહિ જવા દઉં, આપની પાછ-ળજ આવીશ. આપના સિવાય હું આ મિથ્યા સંસારમાં એક ઘડી વાર પણ ટકનાર નથી. પ્રાંણ ! બોલો તો ખરા—અરે ! એકવાર તો બોલો ! એકવાર તો નેત્ર ઉઘાડો. આજ આટલા ક્રૂર કેમ થયા છો. ? મુઇ ? હજુ સખી પણ ન આવી. ના, પણ વાર થઇ છે તે કોઇને લેઇને આવશે તો ખરી—

એટલામાં બહાર ખડખડાટ થયો. પ્રભાવતિયે જાણ્યું કે—સખી કોઇને લઇને આવી તો પોહોંચી પરંતુ જ્યાં તેણે વાવના મુખ આગળ દ્રષ્ટી કરી તો તેથી વિપરીતજ જોયું—એજ દુષ્ટ રાજા લં-પટસેનને પાંચ સાત સીપાઇયો સહિત વાવમાં ઉતરતો જોયો. લંપ-ટસેનને જોઇ પ્રભાવતિને પૂર્ણ ક્રોધ પડયો અને કુમાર ચંદ્રરાજની કમરે- શમશેર હતી તે મ્યાનમાંથી કાઢી પગથીયાપર જાણે કોઇ વિકાળ સિંહણ કે ચંડી હોય તેવી ઉભી રહી. તેની આંખમાંથી આ વખતે અગ્નિ ઝરતો હતો મુખ ક્રોધથી લાલચોળ થઇ ગયું હતું અને શૌર્યથી તેના રૂએ રૂઆં ઉભા થયાં હતાં લંપટસેનને તેના સિપાઇયો સહિત આવતો જોઇ તે બોલી—

નીચનરાધમ ! બાયલા ! આવી જા મ્હારી સામે ! હજુ તું શુદ્ધ ક્ષત્રાણીયોના ઘાથી અજાણ્યો છે. મ્હારા કરેલા અપમાંનનું

વેર લેવાનો સમય હાલ નજીક આવી પોંચ્યો છે તારો કાળ હવે ભમી રહ્યો છે તારા કાળેજ તને ઘેરી અહિં આણ્યો છે ”—

લંપટસેનના હુકમથી પ્રથમ તેનાપર બે સીપાઇયો ધસ્યા તેને તેણીયે એક એક ઘાથી જમીન દોસ્ત કરી દીધા. પછી લંપટસેનની આજ્ઞા થતાં બજારથી ત્રીસ સીપાઇયો એકદંમ વાવની અંદર ઉતરી આવ્યા. અને સઘળા એક સાથે પ્રભાવતિપર ધસ્યા અને તેની આસપાસ ફરી વળ્યા પ્રભાવતિયે એક બેને ઘાયલ કર્યા પરંતુ આખરે તે પકડાઇ ગઇ અને તેને જીવતીજ ગાડીમાં નાંખી, લંપટસેને ફરી પોતાના સ્વદેશ તરફનો રસ્તો લીધો. સ્વદેશ તરફ જતાં પહેલાં તેણે કુમાર ચંદ્રરાજને મૃતક સમાંન દીઠા તેથી તે એકલી પ્રભાવતિને લઇ રવાના થયો, દુષ્ટનો બીજી વાર જય થયો. પવિત્ર પ્રેમી જોડું દુઃખાગ્નિ કુંડમાં બીજી વાર હોમાયું તેમની ભાગ્યદેવિને તેમનાપર ધ્યાન આવી તે નજ આવી.

---

## પ્રકરણ ૭ મું.

### આખરે સત્યનો જયજ છે.

આ બાજુ પ્રભાવતિને લંપટસેન બીજીવાર હરણ કરી ગયો તે વખતે રાજકુમારથી વિખુટો પડેલો પ્રધાન પુત્ર ( તેનો મિત્ર ) ક્યાં હતો અને શું કરતો હતો એ જાણવા વાચક વૃંન્દ આપણે ઘડીવાર તે દિશા તરફ જઇયે.

પ્રધાન પુત્ર સુગુણરાય પોતાના મિત્ર ચંદ્રરાજને અંબિકાલયમાં સુતો મુકી એકવડ નીચે રૂદન કરતી સ્ત્રીની સહાય માટે સઇ ગયો હતો અને તે સ્ત્રીના લુંટાયાની હકિકત તેણીના મુખથી સાંભળતાં દયા ઉપજવાથી તે ચોરોની તપાસ માટે જંગલમાં ગયો હતો ત્યાં એક ભરવાડ તરફથી બાતમી મળતાં તેણે તે ચોર લોકોને ત્યાંના નજીકના ગાંમના થાંણાના સીપાઇયોની મદદથી પકડયા અને તે લુંટાયેલી સ્ત્રીના દાગીના તેને સુપ્રત કર્યા. પછીથી તેણે અંબિકાલયમાં આવી જોયું તો પોતાના મિત્ર ચંદ્રરાજને જોયા નહિ તેથી તેને મહા ખેદ થયો અને આસપાસ તપાસ કરવા માંડી એવામાં તેને વિજયનગરથી તેમની શોધ માટે નીકળેલાં માણસો મળ્યાં પ્રધાન પુત્ર સુગુણરાયને જોઇ તેમાંના એકજણે કહ્યું.

"સુગુણરાયભાઇ ! આપ એકલા છો અને બાપુ ક્યાં છે ? પ્રધાંનજી સાહેબે અમને આપની શોધ માટે મોકલ્યા છે. હજુર સાહેબનો ઘડીવાર પણ બાપુને વિસરતા નથી. અને દિનરાત એમનું જ રટણ કર્યા કરે છે. પ્રપંચી કરવતરાય અને કુરમલના ભમાવ્યાથી તેઓએ બાપુપર ખોટું કલંક ચડાવી ન કહેવાના વચનો કહ્યાં અને દેશનિકાલ કર્યા તેથી હવે તેઓ બહુજ પસ્તાવો કર્યા કરે છે અને એ અફસોસીમાં પુરૂં ભોજન પણ આરોગ્યતા નથી. આપના પિતાશ્રીને ફરી દીવાનગીરી મળી છે. કરવતરાય અને કુરમલ ત્યાંથી નાસી ગયા છે આપના પીતાશ્રીને પ્રધાંનની જગો મળવાથી પ્રજા સુખી થઇ છે. હવે કોઇ પણ પ્રકારની ફરીયાદ એજન્સી તરફ જતી નથી. કમળા રાંણીજી સાહેબને મ્હેલે હવે હજુર સાહેબ પધારતા નથી તેમનાપર બહુજ નારાજ થયા છે. શીલવતિ રાણીજી સાહેબને

ત્યાં હરવખત પધારે છે તેમણે દાર પણ હજુર સાહેબને કમી કરાવી દીધો છે. રાણીજી સાહેબને હજુર સાહેબે ધીરજ આપી છે કે—ગમે ત્યાંથી કુમાર ચંદ્રરાજની શોધ કરાવી બોલાવું છું આપ ધિરજ રાખો મારી મોટી ભુલ થઇ છે—આ પ્રમાણે હજુર સાહેબે રાણીજી શીલવતિબાને ધીરજ આપી છે અને અમને બાપુની તથા આપની શોધ માટે મોકલ્યા છે અમને એવી રીતે સુચના આપી છે કે—ગમે તેમ કરી બાપુને તેથી આપને સમજાવીને અને મનાવીને અહીં જલદી લાવજો. માટે બાપુ જ્યાં હોય ત્યાંથી તેમને લઇ સત્વર વિજયનગર ચાલો હજુર સાહેબ—રાણીજી સાહેબ પ્રધાનજી તથા આખી પ્રજા તેમની પાછળ બહુ શોક કરે છે.

આ સાંભળી પ્રધાન પુત્ર સુગુણરાગે કુમાર ચંદ્રરાજ એ પોતે કેવી રીતે છુટા પડયા હતા તે સઘળી હકિકત તેમને કહિ સંભળાવી પછી પ્રધાન પુત્ર સહિત સઘળાં માંણુસો કુમારની શોધ કરતા આગળ ચાલ્યા ત્યાં માર્ગમાં તેમને પ્રભાવતીની સખી મળી સખીએ વીચાર્યું કે—આટલા માંણુસ સોમાંથી વખતે એકાદ જણ પણ સર્પ ડંસનો ઇલાજ જાણતો હશે એમ ધારી તેણે કહ્યું. ભાઇઓ ! જરા કૃપા કરી ઉભા રહો અમારા રાજકુમારને વાવમાં સર્પ ડંસ થયો છે. અમારી બાઇ તેમનું શરીર સાંચવીને ત્યાં આગળ બેઠાં છે અને બહુજ રૂદંન કરે છે કદાચ રાજકુમારના પ્રાંણ જસે તો તેઓ પણ તેમની આગળ બેઠાં છે અને બહુજ રૂદંન કરે છે કદાચરાજ કુમા-રના પ્રાંણ જસે તો તેઓ પણ તેમની પાછળ પ્રાંણ તજસે માટે કૃપા કરી તમારામાંથી કોઇ પણ પુરૂષ તેનો ઉપાય જાણતા હો તો આવો—બે જીવ ઉગરશે તેનું તમને પુણ્ય થશે.

આ પ્રમાણે તે બાઇનું બોલવું સાંભળી પ્રધાન પુત્રે કહ્યું-બાઈ! જરા પણ ફીકર ન કરો તેનો ઉપાય હું જાણું છું અને તે દવા પણ કયાંઇ લેવા જવી પડે એમ નથી મ્હારી સાથેજ મ્હારા પાકીટમાં છે માટે ગભરાશો નહિ એ દવા ઘસીને પાતાં તથા ડંખપર ચોપડતાં પલકમાં તમામ કુમારને આરામ થશે અને બેઠા થશે. માટે ચાલો સત્વર હું તમારી પાછળ પાછળ આવું છું. એમ કહિ પ્રધાન પુત્ર તથા સઘળા માંણુસો તે સખીની પાછળ ચાલવા.

ચાલતાં માર્ગમાં પ્રધાન પુત્રને વિચાર થયો કે-રખેને મ્હારા મિત્રજન હોય! અરરર! એ હોય તો જુલમ થયો-અરર! વખતે અનિષ્ટ થઇ બેસસે તો માહારાજા માહારાણી અને આખી વિજય-ગર પ્રજા તેમની પાછળ ઝુરી ઝુરી મરશે. એ હોય તો ઇશ્વર એ-મની રક્ષા કરો-એમ બોલતો તે ઉતાવળો ચાલ્યો. થોડી વારમાં તેઓ વાવનજીક આવી પોંચ્યા. અને અંદર ઉતરવા માંડયું અને જોયું એકલા રાજકુમાર ત્યાં બેશુદ્ધ અવસ્થામાં પડયા છે!

રાજકુમારને જોતાંજ પ્રધાન પુત્રના શોકનો પાર રહ્યો નહિ. અરરર! દુષ્ટ વિધાતા તે જુલમ કર્યો. અરરર! આખી વિજયનગર પ્રજાને ભીખ માગતી કરી-અરરર! મ્હારૂં હૃદય રૂદન ઝાંખુ પડી ગયું. એમ બોલતો એકદમ જળ લઈ મુળીયું ઘસવા બેઠો.

પ્રભાવતિની સખીયે પોતાની સખી પ્રભાવતિને ત્યાં ન જોવાથી હાય હાય! કરતી કરતી બોલી ઉઠી-અરરર! મ્હારી પ્રભા-વતિને કોણ લઇ ગયુ! અરરર! અહિંઆ લોહીના છાંટા કયાંથી! નક્કી એ દુષ્ટ લંપટસેન અહિં આવ્યો હસે અને એજ બળાત્કારે

એનું ફરીથી હરણ કરી ગયો હશે. આ અહિં લોહીના છાંટા પડયા છે તેથી એમ જણાય છે કે મ્હારી પ્રભાવતિયે આ વેશમાં આવી દુષ્ટ લંપટસેનના માંણુસો સાથે યુદ્ધ કર્યું હશે. અરરરર! પણ એમને કંઇ ઇજાતો નહિ થઇ હોય! હે ઇશ્વર! આવી નિર્દોષ પ્રેમી જોડ પર આ અણધારી આફતો!" એમ બોલતી એ પણ રૂદન કરવા લાગી. પ્રધાનપુત્રે તેને ધીરજ આપી અને ઘસી તૈયાર કરેલાં મુળીયાંનો રસ રાજકુમારને પાયો તથા પગની પાનીયે જ્યાં સર્પ ડશ્યો હતો ત્યાં પણ ચોપડયો. તુળશીયાંના રસની અસર શરીરમાં પ્રસરતાં થોડીવાર પછી રાજકુમારે પાસું બદલ્યું અને નેત્ર ખોલ્યાં નેત્ર ખોલતાંજ પ્રધાંન પુત્રના જીવમાં જીવ આવ્યો અને તે બોલ્યો.

"મિત્ર! આપને બહુ કષ્ટ પડયું. ફીકર કરશો નહીં. હવે ઇશ્વર કૃપાયે સઘળા કષ્ટનો અંત આવ્યો છે આપ નીકળતિ માતા સામુ તથા વિજયનગરની રાજા સામું જગતકર્તાયે આપરે જોયું છે સર્પ ડંસના વિષયનો ઇલાજ કર્યો છે અને વિષ ઉતારવાથી હવે આપ થોડા ઘણા સ્વસ્થ થયા છો અને થોડીવારમાં બીલકુલ આરામ થઇ જશે"—

પ્રધાન પુત્રે આ પ્રમાણે કહ્યું, એટલે રાજકુમાર જરા શુદ્ધિમાં આવતાં બોલ્યો. મિત્ર! તમે અહિ ક્યાંથી! અહિં શી રીતે આવ્યા તમે મને અંબીકાના મંદીરમાં છોડી ક્યાં ગયા હતા! આ વિજયનગરના માંણુસો અહિં ક્યાંથી! પ્રભાવતિ ક્યાં

પ્રધાનપુત્રે રાજકુમારને સઘળી હકીકતથી વાકેફ કર્યો અને વિજયનગર સત્વર પ્રયાણ કરવા કહ્યું. રાજકુમારે પૂછ્યું—પરંતુ પ્રભાવતી ક્યાં છે? ઉત્તરમાં પ્રધાનપુત્રે કહ્યું—મ્હને નક્કીપણે એની

ખબર નથી. પરંતુ આ પ્રભાવતીની સખીના કહેવાથી તેમજ હું પણ ધારૂં છું કે દુષ્ટ લંપટસેન ફરી તેનું હરણ કરી ગયો હશે.

આ સાંભળી રાજકુમારે કહ્યું—પ્રભાવતીને દુઃખદરીઆમાં છોડી હું સ્વદેશ નહિ આવું. પ્રભા વિના આ જીવન નકામું છે. આ પ્રાણ, શરીર એનાંજ છે. એના માટે હું લંપટસેન સામે લડીશ અને એને દુઃખમાંથી છોડવીશ. પ્રધાનપુત્રે કહ્યું—એ સઘળું સત્ય કહો છો. એમને દુઃખમાંથી મુક્ત કરવાં એ આપનો ધર્મ છે, પરંતુ તેના માટે પ્રથમ પુરતું સાધન મેળવવા જરૂર છે, માટે પ્રથમ આપ સ્વદેશ પધારો અને ત્યાંથી પુરતું લશ્કર લઇ લંપટસેનના રાજ્યપર ચડાઇ કરી પ્રભાવતીને આપણે છોડવશું. આ સાંભળી પ્રભાવતીની સખીએ કહ્યું—' આપના મિત્રનું કહેવું યોગ્ય છે કારણ કે આપ એકલાએ થોડા માણસો સાથે ચડાઇ કરવી એ જોખમ ભરેલું છે માટે પુરતું લશ્કર લેઇ પછી ચડાઇ કરી હોય તો સારૂં. વળી ઘણા કાળથી દુઃખી થતાં આપના માતા પિતાને અને સઘળી પ્રજાને આપના દર્શનથી સુખ થશે. માટે આ કાર્યમાં સાહસ કરવાનુંનથી તેમજ હવે વિલંબ પણ કરવાનો નથી કારણ કે આપ વિના મ્હા-રી પ્રિય સખીની કેવી દુઃખદ સ્થિતિ હશે એ હું કહી શકતી નથી માત્ર આપજ કલ્પશો, માટે અહિંથી આપની રાજધાની તરફ પ્ર-થમ તો સત્વર પધારો.

આટલું શ્રવણ કરતાંજ રાજકુમાર ખેદા થયાં અને પ્રધાનપુત્ર તથા સર્વ મંડળ સહિત વિજયનગર તરફ રવાના થયા માર્ગમાં રાજકુમાર, લંપટસેન સાથેના વૈરથી ઉસ્કેરાઇ ગયો અને એ દુષ્ટ સાથેના વૈરથી શરીર ધ્રુજવા લાગ્યું અને દાંત પીસતો હોઠ ફફડા-

જતો બોલ્યો—દુષ્ટ નીચ લંપટ ! યાદ રાખ કુત્તા ! ત્હારી ખરી જ્યારે દાણા દાણા કરૂં, ખરાબખસ્ત કરૂં ત્યારેજ હું હવે જંપીને બેસીશ. યાદ રાખ બાયલા ત્હને હવે કાળેજ ઘેર્યો છે. તેં એક સુ-તેલા સિંહને છંછેડ્યો છે તેનો સ્વાદ હું હવે ત્હને થોડાજ કાળમાં ચખાડું છું. ત્હારા કાળેજ ત્હારી મતિ ભ્રષ્ટ કરી છે નહિ તો તું આવા નીચ ફંદમાં ફસાત નહિ. પ્રભા ! અરરર મ્હારી વિશુદ્ધ સુ-ભદ્રા મ્હારા માટે ત્હારી સુકોમળ લતાપર દુઃખના ડુંગર ઉગ્યા. ફીકર કરીશ નહિ. હવે ટુંક મુદતમાંજ ત્હારૂં અપમાન કરનારમ્હારા વેરીનો સંહાર કરવા હાલ આવું છું. મ્હારી સુકોમળ કુસુમ ! તું સાહસીકની ભમરને ભટકતો શીર પટકતો ફરી અકાળે કરમાઈશ નહિ. સૃષ્ટિની સુંદરતા તથા મોહ ત્હારા જતાં લોપ થશે. મ્હારૂં જીવન ત્હારાથીજ રમણીય છે. ચંદ્રનગરની પ્રજા તથા ત્હારાં માત પિતા સામું પણ જરા જોજે. તું વિદ્વાન અને ધૈર્યનો સમૂહ છે. તેથી દુઃખથી ડરે એમ તો નથીજ. પરંતુ કાળ ભગવાનને નમ-સ્કાર કરજે. હું વિલંબ નહિ કરૂં. ત્હારા બચાવ માટેસત્વર આવુંછું.

એ પ્રમાણે પ્રભાવતીનું ચિંતવન કરતા રાજકુમાર જરા મુક્ત થયા એટલે તેમને પોતાનો દેશ, પોતાની પ્રજા અને માતા પિતા સાંભર્યા. અરેરેરે ! માતુશ્રી મ્હારા માટે કેટલો વલોપાત કરતાં હશે પિતાશ્રીએ પણ જ્યારે હું નિર્દોષ છું એવું જાણ્યું હશે અને હજુ જતું હશે. ! આહા ! પ્રજાજનનો મ્હારાપર કેવો સ્નેહ છે ! પ્રધા-નજી વિદુરરાય પણ ઘડી મ્હને વિસારે મુકતા નહિ હોય. અહા ! મ્હારૂં કેટલું સદ્‌ભાગ્ય કે એ સર્વના હું ફરી દર્શન પામીશ. આ પ્રમાણે રાજકુમાર વિચાર તરંગમાં વહેતા હતા એવામાં પ્રધાનપુત્ર

કહ્યું—' મિત્ર ! આ વિચારમાં ઉતરી પડયા છે। ? પ્રભાવતીનું ધ્યાન કરો છો કે દેશનું સ્મરણ કરો છો ? આ સાંભળી રાજકુમારે ઉત્તર આપ્યો—મિત્ર ! બન્નેનું સ્મરણ થાય છે. ઘડીમાં પ્રભા સ્મરણ સ્થાનમાં ખડી થાય છે તો ઘડીમાં દેશ સાંભળી આવે છે, આ સાંભળી પ્રધાનપુત્રે કહ્યું—ત્યારે તો જેટલે દરજ્જે આપને આપનો દેશ વહાલો છે તેટલેજ દરજ્જે પ્રભાવતી પણ વહાલી છે ખરૂં ! રાજકુમારે કહ્યું—એમ હોય તોપણ અપ્રતીત નથી કારણ કે તેમનો પ્રેમ અને આભાર દેહપર અપરિસિમ છે. પ્રધાનપુત્રે કહ્યું—ભાઇ ! આપના વિરાગ વિચારોનું ખંડન મારાથી તો ન થઇ શક્યું. પણ એ તો કરી શક્યાં, અને હજુ તો ખુણે ખોચલે એકાદ પણ વિરાગી વિચાર ભરાઇ રહ્યો હશે તો તેને પણ શોધી કહાડી તમારા હૃદય પ્રદેશમાંથી દૂર કરશે. અમારા આગળ તો પરમહંસ હતા. પણ ત્યાં પરમહંસ પણ ન રહ્યું. રાજકુમારે કહ્યું—વારૂ ત્હારે અત્યારે ઉપહાસ કરવાનો સમય આવ્યો છે અને મ્હારૂં મન તો અનેક વિચારોને હિંડોળે ચડયું છે. પ્રધાનપુત્રે કહ્યું—એ હું સર્વ જાણું છું. માતા પિતાના દર્શનના વિચારો આવતાં જેવા સુખી થાઓ છો તેવાજ પ્રભાવતીના વિચારો આવતાં દુઃખી થાઓ છો માટે જ્યાં સુધી પ્રભાવતી પ્રાપ્ત થઇ નથી ત્યાં સુધી તમારૂં ચિત્ત ઠેકાણે આવવાનું નથી તેમ જીવ થાળે બેસવાનો નથી. પણ ભાઇ હવે ફીકર રાખશો નહીં. દુઃખનું વાદળ વેરાઇ ગયું છે. અને સુખના ચંદ્રમાનો ઉદય થયો છે. આપનાપર દુઃખ પડવામાં કાંઇ બાકી રહી નથી. હવે પણ સુખનો વારો નહિ આવે ત્યારે ક્યારે આવશે ? મ્હારાપર ઇશ્વરે ખરેખર મહેર કરી નહિ તો વાવમાં આપને જોતાંજ મ્હારા

તો હોશજ ઉડી ગયા હતા. પણ પૂર્વજોના પુણ્યે કરીનેજ આપ ફરી અવતારે આવ્યા છો " રાજકુમારે કહ્યું—" મિત્ર ! તમે મ્હને જીવતદાન આપ્યું છે તમારો જેટલો આભાર માનું તેટલો ન્યુનજ છે આ વખતમાં વિરલ મિત્રજ ખરેખરા કષ્ટમાં કામ લાગે છે. આપે મિત્રતાનો જે ધર્મ બજાવ્યો છે તેવો ધર્મ ભાગ્યેજ કોઇ બજાવશે. "

પ્રધાનપુત્રે કહ્યું—" ભાઇ ! એમાં આભાર શાનો ? મ્હારા ધર્મથી વિશેષ મ્હેં કંઈ કર્યું નથી. મ્હારો પ્રયાસ અને આપનું આયુષ્ય તેથીજ આપના પ્રાણની રક્ષા થઇ છે." વારૂ, ભાઇ હવે આપણે વિજયનગર લગભગ આવી પહોંચ્યા. જુઓ ! જુઓ ! આ ઝાડીમાં તો આપણે વારંવાર શીકારે આવતા. "

" હા, ભાઇ ! ગ્રીષ્મરૂતુમાં ઘણીવાર આટલા સુધી તો આપણે ફરવા આવતા. "

એ પ્રમાણે વાર્તા વિનોદ કરતા તેઓ વિજયનગરજઇ પહોંચ્યા.

---

# પ્રકરણ ૮ સું.

## વિજયનગરમાં આનંદોત્સવ.

કુમાર ચંદ્રરાજ અને પ્રધાનપુત્ર સગુણરાય આવ્યાની ખબર આખા ગામમાં ફેલાઇ જતાં ઘેર ઘેર આનંદોત્સવ થઇ રહ્યો. નગરમાં પેસતાંજ તેમનાપર પુષ્પોની વૃષ્ટિ થઇ. આખું નગર તેમના

દર્શન માટે ઉલટયું. રસ્તાઓ માણસની ગીરદીથી રોકાઇ ગયા. કેટલીક સ્ત્રીઓ અગાસીમાંથી કેટલીક બારીઓથી કુમારપર પુષ્પ વૃષ્ટિ કરવા લાગી, અને જ્યાં ત્યાંથી એજ શબ્દો સંભળાતા કે—અંતે સત્યનો જયજ છે. કુમાર નિષ્કલંક અને સત્ય હતા તો છેવટે ઇશ્વરે તેમનું સત્યપ્રકાશમાં આણ્યું અને તેમનો જય થયો તથા પાપીઓનો ક્ષય થયો. કુમાર ચંદ્રરાજયનો જય થાઓ. આ પ્રમાણે પ્રજાજનના આશિર્વાદ ઝીલતો અને તેમને વિનય યુક્ત સ્મિત મુદ્રાયે પ્રણામ કરતો રાજકુમાર પ્રધાનપુત્ર સહિત રાજમંદિર તરફ ચાલ્યો.

પ્રધાનપુત્રે માર્ગમાં રાજકુમારને નગરમાં તેમના પધારવાની પ્રથમથી ખબર આપતાં સૂચવેલું પરંતુ પ્રભાવતીના શોકને લીધે તેમજ એવું નકામું ખરચ કરવું યોગ્ય નથી એવું કહેવાથી પ્રધાન પુત્રે એ વિશે કશી હિલચાલ કરવી નહિ. તેથી નગરમાં કશી ધામ ધુમ કરવામાં આવી નહોતી.

રાજમંદીર આગળ પહોંચતાંજ પહેરેગીરોએ તેમને સલામકરી અને કેટલાક સેવકજનોએ તથા અધિકારી વર્ગે સલામ કરી તેમનો સત્કાર કરતો તે મ્હેલના દ્વારમાં પેઠો ઘરમાં પેસતાંજ પ્રધાન વિદુરરાએ સામા જઇ તેમનો યોગ્ય આદર સત્કાર કરી તેમને સનમાન સાથે અંદર આણ્યા. મહારાજા જયરાજ એક કોચપર બેઠાહતા. પુત્રને જોઇ તેઓ ઉભા થયા અને પ્રેમપુર્વક ભેટયા. પુત્ર હાથ જોડી શીષ નમાવી સવિનય કહેવા લાગ્યો.—

" પુજ્ય પિતાશ્રી ! આપ કુશળ હશો. આપના પુન્ય પ્રતાપથી હું કુશળ છું. આપ કશી પણ ચિંતા કરશો નહિ. ભાવી પ્રમાણે

સમજું અપાજ કરે છે, ચ્હાય તેવો વિદ્વાન હો, વિચારશીલ હો, પરંતુ મનુષ્ય માત્રથી ભૂલ થઇ જાય છે. મ્હારા મંદ પ્રારબ્ધેજ પ્રપંચી લોકોની જાળમાં આપને ફસાવી ભૂલ ખવરાવી છે. તે માટે આપ દોષવાન નથી તેથી એ વિષયે હવે રજપણ દીલગીર થવું ઉચિત નથી. પૂર્વજોના પુણ્યના ઉદયથી આજ હું આપના દર્શન કરી કૃતાર્થ થયો છું, અને આપની સેવામાં ઉપસ્થિત થયો છું એજ હું મ્હારૂં મ્હોટું સદ્‌ભાગ્ય સમજું છું.

પુત્રનાં આવાં વિનયયુક્ત વચનો શ્રવણ કરી મહારાજાનું સુકોમળ અંતઃકરણ વાત્સલ્ય પ્રેમથી ઉભરાઇ આવ્યું અને આંખમાં સ્નેહાશ્રુ ભરાયાં અને તે બોલ્યા.—

“ સુજ્ઞ વત્સ ! ત્હારાપર મેં જે જુલમ ગુજાર્યો છે તેવો જુલમ આજદિન સુધીમાં કોઇ જુલમી પિતાએ ભાગ્યેજ પોતાના પુત્ર પર ગુજાર્યો હશે. પરંતુ ધન્ય છે ત્હને કે એ વિષયે તું ત્હારા પ્રારબ્ધનોજ દોષ કાઢે છે ! ત્હારા જેવા સુજ્ઞ ગુણવાન કુમાર રત્નથી આપણું કુળ ઉજ્વળ છે. અને આ વિજયનગરની પ્રજા ભાગ્યશાળી છે. બાપુ ! તું દીર્ઘાયુષી થાઓ એવો મ્હારો આશીર્વાદ છે. બાપુ તું સત્વર અંતઃપુરમાં જા. ત્હારી માતા ત્હારા વિના વલોપાત કરે છે. પુરૂં અન્ન પણ લેતી નથી. તેને ત્હારાં દર્શન આપી શાંતિ આપ. મ્હેં તો એના ઉપર પણ જુલમ ગુજારવામાં બાકી મુકી નહોતી, પરંતુ આખરે સત્યનો બેલી રામ છે. એ કહેવત પ્રમાણે મ્હને મ્હારી ભૂલ જણાતાં હવે હું પસ્તાઉં છું.”

“ પિતાશ્રી ! એમાં પસ્તાવાનું કંઇ કારણ નથી. દુર્વ્યસન અને નીચ સોબતીઓ ગમે તેવા કુલીન અને પવિત્રને પણ ભ્રષ્ટ કરે છે

માટે એમાં આપને શું દોષ. હવે આપ એ સંગતિથી મુક્ત છો તે-થી પવિત્રજ છો. જેમ સૂર્ય વાદળથી ઢંકાઇ જાય છે અને વાદળ વિખેરાઈ જતાં ફરી સંપૂર્ણ પ્રકાશે છે તેમ આપને પણ થયું હતું.

એ પ્રમાણે વાર્તાલાપ થઈ રહ્યા પછી કુમાર ચંદ્રરાજ પોતા-ની માતા પાસે અંતઃપુરમાં ગયો છે, અને પ્રણામ કરી શિષ્ય નમાવી બોલ્યો—

" મા ! પુજ્ય માતુશ્રી ! ત્હારૂં શરીર આમ છેક કૃશ શાથી થઈ ગયું ! મ્હારી પાછળ વલોપાત કરવાગાં ત્હારા શરીરની આ સ્થિતિ થઇ હશે. અરેરે ! મ્હારા માટે તેં આટલું દુઃખ ભોગવ્યું ! આહા ! ધન્ય છે ! આ સૃષ્ટિમાં માતૃ પ્રેમને કે જે પ્રેમ કેવળ નિઃ સ્વાર્થ છે. પુત્ર કમાઇને આપો વા ન આપો, પુત્ર ગમે તેવાં તો-ફાન કરી આવો, માતૃ સામે ગાળી–પ્રદાન કરો, પરંતુ એ સર્વ ને ચિત્તપર ન ધરનારી અને પારકાની મજુરી કરી, અર્થાત્ દળણાં દળી, રેંટીયો કાતી પુત્રની આજીવિકા પોતે અસહ્ય દુઃખ વેઠી પુરી પાડનારી આ સૃષ્ટિમાં ફક્ત એકજ છે અને એ જનેતા અર્થાત્ જન્મ આપનારી માતાજ છે. એજ ભગવતિ છે. એજ સકલ સંસારને જીવાડનારી છે એજ ચિદ્દશક્તિ છે અને એજ માયા છે. એ માયા એજ આ સકલ સંસાર છે અને એનાથીજ ઉભો છે.

" પૂજ્ય માતુશ્રી ! ગર્ભાશયમાંથી લઈ અદ્યપિ પર્યંત ત્હેં મ્હારા માટે બહુ બહુ સહન કર્યું છે. તેના બદલામાં મ્હારાથી ત્હારી કંઇ પણ સેવા થઇ શકી નથી. ત્હારા પુણ્ય પ્રતાપે હવે મ્હને એ અવસર આપો એટલી પ્રભુ પ્રાર્થના છે. એજ આ સંસારમાં કરવા

યોગ્ય મ્હોટામાં મ્હોટું તપ છે. એજ આ સંસારમાંથી તરી પાર ઉતરવાનો માર્ગ છે એજ ખરી મુક્તિ છે."

પુત્રના આ પ્રેમાળ વચન સાંભળી વાત્સલ્ય પ્રેમથી ઉભરાતી માતા પુત્રના શરીરપર હાથ ફેરવતી બોલી—

બાપુ ! તું કુશળક્ષેમ આવ્યો એટલે મ્હારૂં સર્વ દુઃખ ટળ્યું અને નવનીધ થઈ. હું તો શું પણ ત્હારા પિતાશ્રી તથા આખી પ્રજા ત્હારા માટે ટળવળતી હતી. બાપુ ! ત્હારામાં સમજણ, વિવેક, વિદ્યા અને ગુણ એવા છે કે દુશ્મનમાં પણ તું માર્ગ કરે અને તેઓ ત્હને ચહાય. તેં મ્હારી કુખને શોભાવી છે. આજ ઘણે કાળે ત્હને જોઈ મ્હારી આંખ ઠરી છે. હું આજ મ્હારૂં સર્વ દુઃખ વિસરી ગઇ છું. તું દીર્ઘાયુષી થાઓ એવો મ્હારો આશીર્વાદ છે પણ ભાઇ ! હવે મ્હારી એટલીજ ઇચ્છા છે કે ત્હને ત્હારા યોગ્ય કોઇ રાજકુમારી સાથે ત્હારાં લગ્ન કરાવી દઉં અને ઘરમાં વહુને જોઉં એટલે મ્હારી આંખ ઠરે અને ગતિ મુક્તિ જાઉં."

રાજમાતાના આ વચન સાંભળતાંજ માતૃસ્નેહે વિસારે મુકેલી પ્રભા પાછી સાંભળી આવી, અને માતુશ્રીને કંઇ પણ ઉત્તર આપ્યા વિના થોડીવાર એનાજ ચિન્તવનમાં શાંત રહ્યો એ જોઇ માતુશ્રીએ પૂછ્યું—કેમ ભાઇ ! શા વિચારમાં પડયો !

"કંઈ વિચારમાં નહિ માતુશ્રી ! એ તો સહજજ.

ના, ના, મ્હને સત્ય કહે. ત્હને પરણાવવા સંબંધી મ્હેં વાત કાઢી કે તુરતજ ત્હારી મુખાકૃતિપર મ્હને કંઈ ઉદાસીનતાનો ભાસ

પડશે જણાયો અને તુરત તે બદલાઇ ગઇ માટે જે હકીકત હોય તે મ્હને સત્ય કહે.

" ત્યારે માતુશ્રી ! આપથી કંઇ ગુપ્ત રાખતો નથી. મ્હેં ચંદ્રનગરના મહારાજા કરણરાજની પુત્રી પ્રભાવતી સાથે લગ્ન કરવા નિશ્ચય કર્યો છે. તેણીએ પણ મ્હને ત્હેનો પ્રેમ સમર્પિત કર્યો છે હાલમાં ભવાનપુરનો રાજા લંપટસેન ત્હેનું હરણ કરી ગયો છે તેણીને હું ત્યાંથી મુક્ત કરી દુષ્ટ લંપટસેનને ત્હેના નીચ કૃત્યનો બદલો આપીશ ત્યારે હું જંપીશ. મ્હને અહિં વધારે વિલંબ થશેતો વખતે ચંદ્રનગર કુમારી સાહસ કરી આત્મઘાત કરી બેસશે તો મ્હને સ્ત્રીહત્યા લાગશે માટે અહિંથી મ્હારે કેટલુંક લશ્કર લઈ સત્વર તેણીની મદદે જવું જોઇએ અને દુષ્ટના હાથમાંથી તેણીને મુક્ત કરવી જોઇએ. એજ ક્ષત્રીયનો ધર્મ છે. માતુશ્રી ! હું આશા રાખું છું કે આપ પણ મ્હને સત્વર તેણીની મદદે જવા રજા આપશો.

આ સાંભળી મહારાણીએ ઉત્તર આપ્યો. ભાઈ ! ત્હને જેણે શુદ્ધ મનથી પ્રેમ સમર્પણ કર્યો તેના મદદે ત્હારે જવું જોઇએ એ ત્હારો સ્વધર્મ છે. સ્વધર્મમાં જે સદા પરાયણ છે તેનુંજ જીવન શોભાયમાન છે. અને તેજ મનુષ્ય કહેવાય છે. એમાં ત્હારી માતુશ્રીની આનાકાની હોયજ નહિ. સ્વધર્મ ભ્રષ્ટ થયા પછી જીવવું નકામું છે. માટે સત્વર લશ્કર લઈ પ્રયાણ કરો અને વિજય મેળવી રાજકન્યા સહિત આવો. હું ત્હારી રક્ષા અને વિજય માટે જગતજનુની અંબાનું ધ્યાન અને સ્તુતિ કરૂં છું. એ જગદંબા ત્હને વિજય આપશે.

આ પ્રમાણે માતુશ્રીના શૌર્ય પૂર્ણ વચન સાંભળી કુમાર ચંદ્રરાજ પ્રફુલ્લિત અંતઃકરણે માતુશ્રીને પ્રણામ કરી ત્યાંથી વિદાય થયા.

અને પિતાશ્રી પાસે આવી તેમને પણ સઘળી હકિકતથી વાકેફગાર કર્યા.

માહારાજાએ કહ્યું–" ભાઇ ! એ કાર્ય માટે આપણા સેનાપતિને લશ્કર લઇ મોકલીએ તેનાથી પણ એ કાર્ય સિદ્ધ થઈ શકશે. ભવાનપુરનું રાજ્ય કંઈ એવડું મ્હોટું નથી."

' પિતાશ્રી ! એ આપનું કહેવું સત્ય છે પરંતુ લંપટસેન રાજા બહુ છળી અને કપટથી ભરેલો છે ન્યાયને રસ્તે યુદ્ધ કરતાં તેને આવડતું નથી તેમજ બીજાં કેટલાક કારણોને લીધે મ્હારે જાતેજ જવા જરૂર છે. માટે મ્હને ખુશીથી રજા આપો. હું આપનું ફરજંદ છું. વિજય અને યશ મેળવીનેજ પાછો ફરીશ. એ બાબતમાં આપ નિશ્ચિંત રહેજો.

આ પ્રમાણે કુમારનું બોલવું સાંભળી માહારાજાએ જવા તેને આજ્ઞા આપી. તેજ દિવસે તેણે પોતાના લશ્કરમાં જઇ સર્વની જાતે પરીક્ષા લીધી. અને કેટલાક વીર યોદ્ધા પસંદ કરી તેમને સાથે લઇ બીજે દિવસે તે પ્રધાનપુત્ર સાથે લંપટસેનનો વિનાશ કરવા અને પ્રભાને દુષ્ટના હાથમાંથી મુક્ત કરવા ભવાંનપુર ઉપડયો.

વાચક વૃંન્દ ! પ્રભાવતિનું દુષ્ટ લંપટસેન રાજા હરણ કરી ગયો તેનું શું થયું ? એ વિશે હવે આપણે માહિતગાર થઇયે.

---

# પ્રકરણ ૯ મું.

## પાપીનો અંતે પરાજય.

દુષ્ટ લંપટસેન રાજા પ્રભાવતિનું બીજીવાર હરણ કરી ગયો

અને પોતાના સ્વસ્થાનની હદમાં એક જંગલની અંદર તેણે પડાવ નાંખ્યો. પ્રભાવતિ દુઃખમાં ગરકાવ થઈ ગઇ હતી. શું કરવું ! એ એને સૂઝતું નહોતું. ઘડીવાર તેને આત્મઘાત કરવાના વિચાર આવતા પરંતુ ગ્રહણ કરેલી વિદ્યા અને કેળવાયેલી બુદ્ધિ, તે વિચારોને ફાવવા દેતા નહી ત્યારે હવે આ દુષ્ટના પંઝામાંથી શી રીતે છૂટવું અને પ્રાણનાથનું શું થયું હશે ? મોકલેલી સખી કોઈ વિષ ઉતારનારને લાવી હશે ! જો એમ બન્યું હોય તો મ્હારૂં કેટલું સદભાગ્ય ! હે પરમાત્મા ! મ્હારા પ્રાણેશ્વરની રક્ષા કરજો એ જીવતા હશે તો મ્હને નિશ્ચય આ દુષ્ટના પંઝામાંથી છોડાવશે. પણ અરેરે ! અત્યારે એમના શરીરની કોણ સંભાળ રાખતું હશે ! મ્હેં મ્હારૂં શૌર્ય સંપૂર્ણ દાખવ્યું. પણ ઓચિંતા પચીસ ત્રીસ ગ ગુસોએ મ્હને ઘેરી લીધી. પછી મ્હારી એકલીનું શું ફાવે ! પ્રાંણનાથ સ્વસ્થ થાય તો આ શરી-રને સાચવ્યું પણ કામનું છે નહિ તો ત્યાંજ એ યુદ્ધમાંજ પ્રાંણ હોમ નહિ આપવા રૂપ મહા ખેદ થશે હશે ભાવિમાં જેમ માંડયું હશે તેમ થશે પણ આત્મઘાતનો વિચાર તો આણવો નહિ. પ્રાંણનાથ સ્વસ્થ થવાના હશે તેથીજ હું એ પ્રસંગે મરણીયારૂપ થઇ નથી. પ્રાંણનાથ સચેત થયા કે તુરતજ મ્હારી ખબર લેશે. એમ મ્હારૂં હૃદય મને સૂચવે છે. નહિ તો પછીથી અહિં કોઈ યુક્તિ રચી છૂટી પ્રાંણનાથની ખબર મેળવી જે કરવું હશે એ કરીશ. આ પ્રમાણે વિચાર કરતી હતી. એવામાં લંપટસેન દારૂ સારી રીતે ઢાંસી બની ઠની ત્યાં આવ્યો અને ચાળા કરતો પ્રભાવતિ પ્રત્યે બોલ્યો.

" મૃગાનયની ! જરા આ ફક્કડ લંપટસેન તરફ તો જુઓ. દુનિયાની ખરી મજા લુંટવી હોય તો જરા મારી તરફ પ્રેમથી નીર

કરો. શા માટે મ્હને પ્રેમથી ચાહાતાં નથી! મ્હારા જેવો શોખીન પતિ આપને આ સંસારમાં ભાગ્યેજ મળશે. હું તમને મ્હારી પટરાણી બનાવીશ અને અહરનિશ આપની સાથે મોજશોખમાં ગુલતાન રહીશ. અને આપની દરેક મનકામના સિદ્ધ કરીશ. જે રાજકુમારને તમે ચાહો છો તે તો વાવમાં મરણ પામેલ છે. માટે હવે મ્હારા સિવાય આ-પને પ્રેમ બાંધવાનું બીજું કયું સ્થાન છે! માટે હવે સ્નીહઠ છોડી દઈ મારૂં કહેવું માન્ય કરો."

આ સાંભળી પ્રભાવતિને અંગે અંગમાં રોષ વ્યાપી ગયો અને રોષમાંને રોષમાં બોલી.

"સુપકર બાયલા! તારા જેવાં અનેક જીવડાંઓ આ શરીરના દાસ થવાને પણ યોગ્ય નથી તારામાં કોઇ પણ પ્રકારનું શૌર્ય કે ક્ષત્રીય રાજાને છાજતો એકાદ પણ ગુણ જોતી નથી તને ખબર નથી કે આવું અયોગ્ય ભાષણ હું કોની સાથે કરૂં છું! જાણ કે આ પ્રભાવતિ એક ચંદ્રનગરના માહારાજની શુદ્ધ પ્રિયા છે તેનું રોગે રોમે અને અંગે અંગે ક્ષાત્રી લોહી પરિપુર્ણ છે, તેની સાથે તું એક પામર જંતુ નીચભાષણ કરવાને પણ યોગ્ય નથી. માટે જીવનો કરતો હોય તો મ્હારી દ્રષ્ટિ સામેથી એકદમ દૂર ખસી જા. મ્હારો પ્રતાપ તારે ખાસ જોવાનીજ ઇચ્છા હોય તો મ્હારા હાથનાં એક શમશેર આપ પછી હું જોઇ લઉં કે તારામાં કેટલો દમ છે! પ્રભાવતિ જ્યારે આ પ્રમાણે બોલતી હતી ત્યારે તેના નેત્ર અને મુખમાંથી અગ્નિરૂપ ધુમ્ર ઝરતો હતો આંખ વિકાળ બની હતી અને રોમે રોમ ઉભાં થયાં હતાં,

પ્રભાવતિના અપમાન ભરેલા શબ્દો સાંભળી લંપટસેન દારૂના નીશામાં લથડતો લથડતો તરવાર લેવા ગયો ત્યાં તેના દારૂડીયા મિત્રોએ નિશામાં બહુ હોવાથી એને એક બે ગ્લાસ વધારે પાઇ ત્યાંજ સુવાડી દીધો.

બીજે દિવસે પ્રાતકાળ થતાં લંપટસેન પ્રભાવતિ સાથે ત્યાંથી પોતાના નગર તરફ જવા ઉપડયો ત્યાં માર્ગમાં પ્રભાતિની શોધ કરતું અને દુષ્ટ લંપટસેનને પકડી કેદ કરવા ચંદ્રનગરથી માહારાજા જયરાજે એક શુરવીર શાંમત સાથે મોકલેલું લશ્કર મળ્યું. બેઉ લશ્કરનો સામ સામે ભેટો થયો. લડાઈ ચાલી. લંપટસેનને સખ્ત ઘા વાગ્યો અને ત્યાંજ મરણ પામ્યો. લશ્કરના ઘણા માણસો લડાઇમાં કપાઈ ગયા અને કેટલાક, રાજા મરણ પામતાં ત્યાંથી પલાયન કરી ગયા.

પછી સામંત પ્રભાવતિ પાસે આવી સલામ કરી વિનય પુર્વક બોલ્યો.

“ બાપુ ! દુષ્ટ લંપટસેન રાજા આપનું હરણ કરી ગયો એવી બાતમી માહારાજશ્રીને મળતાંજ તેઓ રાતા પીળા થઇ ગયા અને પોતે જાતેજ લશ્કર લઈ આવતા હતા પરંતુ પ્રધાનજીયે સમજાવી તેમને શાન્ત પાડયા અને છેવટે મ્હને લશ્કર લઇ ભવાંનપુર મોકલ્યો. હું લશ્કર લઇ ત્યાં ગયો ત્યાં મને ખબર મળી કે કેટલાક માંણસો લઇ અહીંથી આપની તપાસ માટે નીકળ્યો છે તેથી હું લશ્કર લઇ ગામે ગામથી ખબર મેળવતો અહિં આવી પોંહોંચ્યો. ત્યાં અહિ ભેટો થયો અને છેવટે માહારાજશ્રીના પુણ્ય પ્રતાપથી એ પાપી માર્યો ગયો અને આપનો વિજય થયો ઇશ્વરે આપની રક્ષા કરી એજ અમારૂં મ્હોટું ધનભાગ્ય ! હવે આપની આજ્ઞા થાય તો લ-

સ્કરને સ્વદેશ તરફ કુચ થવા હુકમ કરીયે કારણ કે માહારાજશ્રીના પુણ્ય પ્રતાપથી એ પાપી માર્યો ગયો અને આપણો વિજય થયો ઇશ્વરે આપની રક્ષા કરી એજ અમારૂં ધનભાગ્ય ! હવે આપની આજ્ઞા થાય તો લશ્કરને સ્વદેશ તરફ કુચ થવા હુકમ કરીયે કારણ કે માહારાજશ્રી હરઘડી આપની ફીકર કર્યા કરે છે.”

સામંતનું આ પ્રમાણે બોલવું સાંભળી પ્રભાવતિએ કહ્યું—સાબાસ છે તમારા જેવા વીર ક્ષત્રીયને ! તમે જે એક પાપી દુષ્ટ લંપટસેનને જમીનદોસ્ત કર્યો તેના માટે તમને ધન્યવાદ ઘટે છે. વારૂ પણ. મ્હારે તમને કેટલીક અગત્યની હકીકત કહેવાની છે તેથી તમે અહિં નિશ્ચિંતપણે બેસો, અને સીપાઇને હુકમ કરો કે, પરવાનગી સીવાય કોઇ અંદર આવે નહિ.’

પ્રભાવતીની આજ્ઞાને શીરપર ચડાવી સામંત ત્યાંથી ઉઠી સીપાઇને—કોઇને પણ પરવાનગી સિવાય અંદર ન આવવા દેવાની વરધી આપી આવ્યો, અને કુમારીની વાત સાંભળવા બેઠો. કુમારી પ્રભાવતીએ વિજયનગરના પાટવીકુમાર ચંદ્રરાજ સાથે પોતાનો કેવી રીતે પ્રેમ બંધાયો હતો એ વિષયે અથથી ઇતિ સુધી બનેલો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને હાલમાં સર્પ ડંસવાથી તેઓ વાવમાં બેશુદ્ધ પડ્યા છે. માટે પ્રથમ તેમની ખબર કાઢવી એ ખાસ અગત્યની બાબત છે એ પણ કહ્યું.

આ વૃત્તાંત સાંભળી સામંતને પણ રાજકુમારપર કરૂણા ઉપજી અને કુમારી પ્રભાવતીની આજ્ઞા અને ઇચ્છાને શરણ થયો. પ્રભાવતી લશ્કરને ત્યાંજ રહેવાનો હુકમ કરી સામંત તથા દસ બીજા

માણસોને લઇ જે વાવમાં રાજકુમાર બેશુદ્ધ પડયો હતો ત્યાં આવી અને વાવની અંદર ઉતરી જોયું તો ત્યાં રાજકુમાર મળે નહિ. આથી તે ત્યાં સ્તબ્ધ થઇ ઉભી રહી આંખમાંથી અશ્રુ ચોધાર વહેવા માંડયાં, શું કરવું એ સઝયું નહિ. રાજકુમારનું શું થયું હશે ! એ વિચાર કરતાં કલ્પી શકાયું નહિ. રાજકુમારનું શું થયું હશે એ હકીકત જાણ્યા સીવાય સ્વદેશ જવું એ એની ચિત્તવૃત્તિને તથા રાજકુમાર પ્રતિબંધાએલી ત્હેની પ્રીતિને ગમ્યું નહિ, રાજકુમાર જીવતા હશે તો તેમનો ગમે ત્યાંથી પત્તો મેળવી પછી સ્વદેશ જઇશ અથવા તો જો તેમનું મરણ નિપજ્યું હશે તો આ જંગલમાંજ કોઇ શીવમંદીરમાં વાસ કરી એમના ધ્યાનમાંજ મ્હારી બાકી રહેલી જીંદગાની ગાળીશ. પરંતુ જો હું એમના વિષેની સારી અથવા નરસી ખબર જાણ્યા સિવાય સ્વદેશ તરફ જઉં તો એમના તરફના મ્હારા પ્રેમને ધિક્કાર છે, અલબત મ્હારા પિતાશ્રીને આથી ખેદ થશે પણ આમાં હું કંઇ નિચ કૃત્ય આદરતી નથી. હું કુમારને મનથી વરી ચુકી છું મ્હારો એમની પ્રતિ શુદ્ધ પ્રેમ છે, અને એમના વિયોગમાં હું શોક પાળું છું અને પાળવોજ જોઇએ એ ન્યાય છે માટે પિતાશ્રી મ્હારા માટે શોક કરશે તો આ સામંત તેમને શાંત પાડશે. હું કોઇ પણ દિવસ પ્રાણ જતાં અન્યાયને રસ્તે ચાલીશ નહિ અને મ્હારા વહાલાના શુદ્ધ પ્રેમને વીસરીસ નહિ શું એ ગયા એની સાથે એમનો પ્રેમ પણ ગયો. નહિ નહિ એમ કદી બનનાર નથી. એ તો કુલટાનું કે આજકાલની કળીયુગી થોડું કેળવાએલી અનાર્યાઓનું લક્ષણ છે. મહાશ્વતાએ પુંડરીક પાછળ અનેક વૈભવો હયાત છતાં શું વ્રત આરંભ્યું હતું એ મ્હારા સ્મરણમાં છે. વહાલા

ના પ્રેમ માટે પિતાશ્રીનું ઘર પણ તજ્યું હતું. મ્હારી પણ અત્યારે તેવીજ સ્થિતિ થઇ છે. એ પ્રમાણે નિશ્ચય વિચારપર આવી તેણે સામંતને અનેક પ્રકારે સમજાવી વિદાય થવા કહ્યું. સામંતે ઘણે પ્રકારે પ્રભાવતીને સમજાવવા માંડી પરંતુ જ્યારે તેણે જોયું કે પ્રભાવતી કોઇ પણ પ્રકારે પોતાનો નિશ્ચય ફેરવે એમ નથી તેથી તે નિરાશ થઇ ત્યાંથી પાછો વળ્યો અને લશ્કર સાથે ચંદ્રનગર વિદાય થયો. તેના ગયા પછી કુમારી આમ તેમ જંગલમાં ફરવા લાગી. જે કોઈ તેને સામું મળે તેને રાજકુમારના વર્ત્તમાન પુછવા લાગી. આજુબાજુના ગામડાઓમાં પણ ફરી વળી પણ રાજકુમારની કોઇ પી ખબર મળી નહિ. આખરે નિરાશ થઈ સ્વેત વસ્ત્ર ધારણ કરી ફળાહારથી આજીવિકા ચલાવી ગામથી સહેજ દુર એક શીવમંદીર હતું તેમાં રહેવા લાગી અને અહરનીશ પ્રીતમની માળાફેરવવાલાગી.

એક દિવસ તેને સ્વપ્ન થયું તેમાં પ્રીતમને જોયા. પ્રીતમે કહ્યું ધન્ય છે. પ્રાણવલ્લભા ! આપના જેવું પ્રીતમ પાછળ સત્ય વ્રત પાળનારી સન્નારીઓ આ સૃષ્ટિમાં હવે જ રજ્જ છે. આપના જેવીજ દર્શનથીજ કળીકાલ સર્વત્ર પોતાની સત્તા ફેલાવવામાં ફાવી ગયો છે રજ પણ ગભરાશો નહિ. આપની મ્હારા પ્રત્યેની શુદ્ધ અડગભક્તિ છેવટે સંકરે ચિત્તપર ધરી છે મ્હારા મિત્ર સગુણરાયે મ્હારા પ્રાણ બચાવ્યા છે. હું સ્વદેશ મ્હારા માતા પિતાના દર્શન કરી તેમની આજ્ઞા લઇ આપની સમીપ આવ્યો છું. શંકર હવે આપણાપર પ્રસન્ન થયા છે અને આપણા સઘળાં દુઃખો હવે નષ્ટ થયાં છે. 'આહા ! પ્રિયા ! મ્હારા વિયોગમાં આપે આ વેશ અને વ્રત ધારણ કર્યાં છે ! ધન્ય છે પ્રિયા !

શું નાથ આપ સજીવન છો ! આહા ! શંકરની કેવી મ્હેર એમ બોલતી તે બેબાકળી બેઠી થઈ ગઇ અને બરાબર જાગૃત થઇ જુએ છે તો કોઇ મળે નહિ. એટલે નિઃશ્વાસ મૂકી હાય ! આ તો માત્ર સ્વપ્નજ ! અરેરે પ્રાણેશ્વર ! આપ દર્શન આપી ક્યાં અદ્રષ્ય થયા ! પણ મ્હારા સ્વપ્ન તો ઘણાંખરાં સાચાંજ પડે છે. આ સ્વપ્ન પણ સાચુંજ નીવડે તો કેવું સારૂં ! આ પ્રમાણે તે પ્રીતમની જપમાળ ફેરવતી તેના ધ્યાનરમાં લીન થઇ.

વાચકવૃંદ ચાલો હવે આપણે રાજકુમાર ચંદ્રરાજના દર્શન કરીએ અને તેની સાથે સાથે આવી પુનઃ પ્રભાવતીને નિહાળીએ.

---

# પ્રકરણ ૧૦ મું.

## જંગલમાં મંગલ.

રાજકુમાર લશ્કર લઇ દરમજલ કુચ કરતો સાયંકાળે એક ગામ નજીક આવી પહોંચ્યો ત્યાં ગામની ભાગોળ આગળ પડાવ નાખ્યા, ગામના કેટલાક મુખી મતાદારો અને બીજા કેટલાક ખેડુતો કુમાર ચંદ્રરાજની સલામે આવ્યા. મુખીમતાદારોએ નજરાણા મૂક્યાં તે રાજકુમારે સ્વીકારી તેથી બમણું ઇનામ તેમણે તેઓને આપ્યું, પછી મુખીએ રાજકુમારને હાથ જોડી અરજ કરી—

'કુમાર સાહેબ ! અહિં એક મ્હોટો સુવર પેધો પડયો છે તે અમારા ખેતરમાનું સઘળું અનાજ ભેલાણ કરી નાંખે છે અને બહુ

રંજાડ કરે છે અમારામાંના ચાર પાંચ જણુને તો તેણે સખ્ત ઘાયલ કર્યા છે માટે આપ જેવા ક્ષત્રીય રાજપુત્ર સિવાય એનો કોઈ સંહાર કરી શકે તેમ નથી માટે અમ ગરીબ પ્રજાની દયા જાણી આપ ત્હેનો સંહાર કરવા પધારો તો સારૂં." રાજકુમારે કહ્યું—એ રોજ કયે વખતે આવે છે." મુખીએ કહ્યું—સાહેબ, એ રોજ પાછલી રાતના બે વાગ્યા પછી આવે છે, વારૂ, તમારામાંના એક માણસને અહિં બેસાડો અને હું ત્હેની રાતના ચોકીએ બેસવા આવું છું.

મુખીમતાદારો, રાજકુમારનો આભાર માનતા, એક પટેલીઆને ત્યાં મુકી રજા લઇ ત્યાંથી વિદાય થયા, રાજકુમાર પણ ભોજન જમી રહ્યા પછી સહેજ આરામ લઇ પછી શસ્ત્ર સજી ઘોડાપર સ્વાર થઇ તે પટેલીઆ સાથે ખેતરમાં ગયો અને જે માર્ગ સુવરને હરહ મેશ આવવા જવાનો હતો તે માર્ગથી સહેજ દુર એક શીલા પાસે સુવરના આવવાની રાહ જોતો ઉભો. મધ્યરાત્રી વ્યતિત થઇ અને જ્યાં પાછલી રાત્રીનો પહોર થયો કે સુવર આવ્યો, રાજકુમારે જોતાંજ તાકીને તેની તરફ તીર ફેંક્યું, તીર જરા તોછડું વાગતાંજ તેણે આડો માર્ગ પકડ્યો અને નાઠો, તેની પાછળ રાજકુમારે પણ ઘોડો મારી મુકયો, અને પરોઢીયું થતાં થતાંમાં તો સુવરને તેણે પકડી પાડયો અને તાકીને બીજું તીર માર્યું. તીર વાગતાંજ તે ચીસ પાડતો પાછો ફર્યો અને ઘોડાને દાતરડી મારતો ઘોડાના પગ આગળજ મરણ પામ્યો ઘોડાને થાપામાં દાતરડી જોરથી વાગતાંજ રાજકુમાર સહિત ઘોડો જમીનપર પડયો, નીચે રાજકુમાર અને ઉ-પર ઘોડો, ઘોડાનું એકદમ પડવું થતાં રાજકુમારને ખુબ પછાટ વાગી અને ઘોડાનો સઘળો ભાર પણ પોતાના ઉપર પડયો આથી તેજરા

બેશુદ્ધ થઇ ગયો, ઘોડાનો છેલ્લો શ્વાસ હતો રાજકુમાર ત્હેના શરીરને ખસેડવા પ્રયાસ કરતો હતો.

હજુ અંધારૂ હતું, એક બીજાનું મુખ સુઝે તેટલો સમય થયો નહોતો, એ સમયમાં પ્રભાવતી પાસેની નદીમાં સ્નાન કરી આવતી હતી ત્યાં માર્ગમાં તેણે ઘોડાને અને તેના સ્વારને જોયા, જોતાંજ તેને વિચાર થયો કે—અરે ! આ બિચારો કોઇ ઘોડેસ્વાર ઘોડાસહિત નીચે પડી ગયો છે માટે ને ખરા સાવધ કરૂં—એમ વિચારી તે ઘોડેસ્વાર પાસે ગઈ અને બોલી—

' અરે ! ઘોડેસ્વાર ! તમે અને તમારો ઘોડો કેમ કરતાં પડી ગયા છો ?

' ભલી સ્ત્રી ! એ વાત કરવાનો અત્યારે વખત નથી હાલ તો તમે મ્હારો એક પગ પેંગડામાં ભરાઇ રહ્યો છે અને તે ઘોડાના શરીરના દબાણુ નીચે આવી ગયોછે તો તે પગને પેંગડામાંથી બહાર કાઢો એટલે ઘોડાના દબાણુ નીચેથી તો હું કાઢી લઇશ !

' ભલા ઘોડેસ્વાર ! પણ તમારો પગ તેમ કરવાથી છોલાશેને ?

' તેની કાંઈ ચિંતા નહિ ' આ સાંભળી પ્રભાવતીએ તે રાજકુમારનો પગ ઘોડાના પેંગડામાંથી કાઢયો એટલે રાજકુમારે જોર કરી ખેંચી લીધો. ખેંચી લેતાં જમીન સાથે ઘસાયો, ઘસાતાં રૂધીર નીકળ્યું, તોપણ તેની દરકાર ન કરતાં રાજકુમાર બેઠો થઇ ગયો, એ જોઇ પ્રભાવતી બોલી—

જુઓ હું નહોતી કહેતી કે તમે છોલાશો. છોલાયા ખરા ?

પણ આવે પગે શી રીતે ચાલી શકશો, ! ઘોડો તો મરણ પામ્યો છે ! લ્યો આ બીનો રુમાલ તેને જોરથી તમારા પગે બાંધી ઘો અને પછી જ્યાં તાકીદે જવું હોય ત્યાં જાઓ !

ભલી સ્ત્રી લાવો, તમારો આભાર માનું છું, આ વખતે તમે મ્હારાપર બહુ ઉપકાર કર્યો છે તેનો આભાર હું ભુલીશ નહિ, હાલમાં મ્હારે બહુજ તાકીદ છે માટે સત્વર જાઉં છું, પણ વારૂ એટલું મ્હને જણાવો કે તમે રહો છો ક્યાં ?

'ભલા ઘોડેશ્વાર ! હું આ પાસેજ શીવાલય છે તેમાં રહું છું અને ફળાહારથી મ્હારૂં ગુજરાન ચલાવું છું અને શીવભક્તિ કરૂં છું ?' વારૂ, વારૂ હાલતો હું જાઉં છું પણ હું આસ્થળે આવીશ અને તમારો ઉપકાર વાળીશ ? પ્રભાવતીયે કહ્યું–' અરે ! ઘેલા મુસાફર ! જગનિયંતા સિવાય મ્હારૂં દુઃખ કોઇ હરે એમ નથી ! ' વારૂ ઠીક છે ?—એમ કહી રાજકુમાર ત્વરાયે ત્યાંથી ચાલતો થયો, અંધારાને લીધે દંપતી એક બીજાને ઓળખી શક્યાં નહિ તો પણ સહજ પ્રેમ સ્ફુરણ તો વિના ઓળખે પણ કીરતારે કરાવ્યુંજ.

માર્ગમાં રાજકુમારને વિચાર થયો. આહા ! તે સ્ત્રીનો સ્વર તો જાણે મ્હારી પ્રભાનેજ ઘણો ખરો મળતો આવતો હતો, વિવેક અને કરૂણા પણ તેના જેવાંજ હતાં, ગમે તેમ પણ એ સ્ત્રી કોઈ દુઃખની મ્હારી અથવા તો કોઇ ગુરૂકૃપાથી જ્ઞાન થતાં સંસાર છોડી કઇ જંગલમાં આવેલા શીવમંદિરમાં રહેતી હશે, મ્હારે મુકામપર જવાની ઉતાવળ હતી તેથી તેને સઘળું પુછી શકાયું નહિ, પણ મ્હે ઉપકાર વાળવાનું કહ્યું ત્યારે તે બોલી કે–ઘેલા મુસાફર ! જગનિયંતા

સિવાય મ્હારૂં દુઃખ કોઇ હરે એમ નથી ! આ ઉપરથી એમ લાગે છે કે એને દ્રવ્યની તો લાલચ નથી, દ્રવ્યની લાલચ હોય તો જંગ-લમાંજ શા સારૂ રહે ? એનો ભેદ એકદમ સમજાય તેવો નથી, પણ એ જેટલું બોલી તેટલું સઘળું મ્હારી શ્રવણેન્દ્રિયને મધુરજ લાગ્યું, પણ અરે ! આ હું શું પાપ કરૂં છું ? પર-સ્ત્રીપર આ શો મોહ ? મ્હારામાં આટલી નિર્બળતા ક્યાંથી આવી ગઇ ? એ પ્રમાણે વિચાર કરતો તે પોતાના મુકામે જઇ પહોંચ્યો, રાજકુમારને જોતાંજ સર્વને આનંદ થયો.

રાજકુમારથી વિખુટી પડેલી પ્રભાવતી પણ માર્ગમાં વિચાર કરતી ચાલી આ મુસાફરનો અવાજ તો જાણે મ્હારા પ્રાણેશ્વરને ઘણો ખરો મળતોજ ! પણ અરે ! એતો ક્યાંથીજ હોય ? એમને ઉતાવળ હતી તેથી મ્હારાથી કંઇ પૂછાયું નહિ. પણ પ્રથમતો એ જીવતાંજ ક્યાંથી હોય ? સખીયે કદાચ તેમને કોઇ જોગીરાજ દ્વારા ઉપચાર કરાવી સજીવન પણ કર્યા હોય ! પણ એ કલ્પના તો માત્ર કલ્પનાજ છે, એ હયાત હોય તો અત્યાર લગીમાં મ્હારી ક્યારની ખબર કાઢી હોય, અરે ! પણ એમના શબ્દે શબ્દ મ્હારા પ્રાણના-થના જેવા રસ અને માધુર્યથી ભરેલા હતા. મુખમુદ્રા પણ સહજ એમને મળતીજ આવતી હતી પણ અંધારાને લીધે સ્પષ્ટ જણાતી નહોતી, આહા ! એજ મ્હારા પ્રાણેશ્વર નીકળે તો કેવું સારૂં ? અરરર પણ આ હું શું પાપ વ્હોરૂં છું, પર-પુરૂષનું આટલે અંશે ચિન્તવન અને તેના આકર્ષણ ? અરરર ! આજ મ્હારી મતિ આમ એકાએક ભ્રષ્ટ શાથી થઇ ? પ્રાણેશ્વર ! મુજજીવન ! થયેલા અપરાધ માટે ક્ષમા કરો, હું આપને યોગ્ય નથી એ આપને અત્યારેજ જણાયુંજ હશે,

આથી કરીજ જગદીશે આપનાથી મ્હને વિખુટી પાડી, હું છેવટે અબળાજ બની, હે ! શંકર ભગવાન ! મ્હારો અપરાધ ક્ષમા કરો હું થોડીવાર પ્રાણેશ્વરના ધ્યાનથી ચલિત થઇ તે માટે આપને જે શિક્ષા કરવી હોય તે આ તમારી બાળકીને બેલાશક કરો, પરંતુ હવે તો પ્રાણાધારને જલદી જઇ મળું તેવી કૃપા કરો ? એ પ્રમાણે પરિતાપ પામતી પ્રભાવતી શીવમંદીરમાં જઇ, શંકર પાસે ક્ષમા માગતી, શંકરના ધ્યાનમાં નિમગ્ન થઇ.

બીજે દિવસે કુમાર ચંદ્રરાજ પ્રધાન પુત્ર અને લશ્કર સહિત તે શાવમદિર આગળ આવી પોહોચ્યા, શીવમંદિરને જોતાંજ તેને ઘોડા પરથી પડી જતાં સહાય કરનારી ભલી સ્ત્રી યાદ આવી તેથી લસ્કને ત્યાં થોભાવી રાજકુંર પ્રધાનપુત્ર સાથે તે શીવાલયમાં ગયો, અને શીવાલયના દ્વાર આગળ પ્રભાવતી શંકર આગળ પોતાના જે હૃદય શોકોદ્દગાર તે પળે કાઢતી હતી તે શ્રવણ કરતો ઉભો.

"હે શંકર ! ભોળાનાથ ! આપને આખું જગત્ ભોળાનાથ કહે છે સર્વ દેવોમાં આપ સત્વર ભક્તપર દયા લાવી તેને સહાય થાવ છો. હું પામર આપને શરણ આવી નિત્ય આપનું પૂજન અને ધ્યાંન કરૂં છું છતાં આપ મ્હારાપર કેમ દયા લાવતા નથી ? હે શંભુ ? આ અવતારે મ્હને મ્હારા નાથનો સમાગમ નહિજ થાય ! હે કૃપાનાથ ! એટલું તો જણાવવાની કૃપા કરો કે મ્હારા વલ્લભ ચંદ્રરાજ આ સ્રષ્ટીમાં પ્રકાશે છે કે આ સ્રષ્ટી છોડી સ્વર્ગમાં સીધાવ્યા છે ? જો તેઓ સ્વર્ગમાં સીધાવ્યા હોય તો મ્હને તેમના ધ્યાનમાં અને તપમાં નિશ્ચલ રાખો અને જો આ સ્રષ્ટીમાંજ પ્રકાશતા હોય તો સત્વર મ્હને એમનું દર્શન કરાવો ? અરેરે ! જે વખતે એ

દુષ્ટ ફરીવાર વાવમાંથી મ્હારૂં હરણ કરી ગયો, તે વખતે હું તેની સાથે યુદ્ધમાં મરણ પામી હોતતો બહુ સારૂં હતું કે જેથી મ્હારૂં ચિત્ત આ સંદેહને હીંડોળે સદા રહે છે તે ન રહત, હે શીવ ભોળા! હવે તો દયા કરો, જ્યાં મ્હારા નાથ વિરાજતા હોય ત્યાં મ્હને સત્વર પહોંચતી કરો, હવે તો એમનું વિયોગ દુઃખ મ્હારાથી સહ્યું જાતું નથી, નાથ! નાથ! તમે દયાળુ હતા છતાં આમ છેક નમેરા કેમ થયા? શું આ દીકરીના કાલાવાલા આપની શ્રવણેન્દ્રિય સુધી નથી પહોંચતા? પ્રાણ કહો તો ખરા મ્હારો શું અપરાધ થયો છે? શું આપ જેવા પરમાર્થીપર દુઃખભંજન મ્હારૂં નહિ સાંભળો. અરે! મ્હારૂં કષ્ટ નહિ કાપો?

કુમાર ચંદ્રરાજ આ સઘળું ચુપચુપ ઉભા રહી સાંભળી રહ્યા હતા, તેમને નિશ્ચય થયો કે—આતો મ્હારી પ્રભાજ! આહા! કેવો એનો મ્હારાપર અપ્રતિમ પ્રેમ? કેવું મ્હારા માટે એનું તપ! આહા! તે વખતે મ્હેં એને ઓળખી નહોતી, પ્રભા મ્હારી પ્રભા! ધન્ય છે અરે લાખો વાર ધન્ય છે ત્હને! ત્હારા આગળ ચૌદ ચોકડીનું રાજ્ય પણ મ્હારે મન તુચ્છમાત્ર છે, ત્હારા વિનાનું જીવન એ જીવન નહિ પણ મરણજ છે, ત્હારા વિના આ બિચારો દેશ રંક થઇ ગયો, વિદ્યાહીન, તપહીન અને તેજહીન થઇ ગયો, કુમાર ચંદ્રરાજ પ્રભાવતીના આ છેલ્લા શબ્દો—શું આપજે. વા પરમાર્થિ પણ મ્હારૂં નહિ સાંભળો?' એ વધારેવાર સાંભળી ન શક્યો, અને તેથી પૂર્ણ પ્રેમ પ્રવાહમાં બોલ્યો.—

'પ્રભા! મ્હારી પ્રાણપ્રિય પ્રભા! શોક કરીશ નહિ મ્હારા માટે ત્હારા સઘળા શોકાદગાર મ્હેં બરાબર સાંભળ્યા, પ્રિયા! શંકર

ત્હારા ઉગ્ર તપથી ત્હારાપર પ્રસન્ન થઇ મ્હને તે ભોળાનાથે ત્હારી સમીપ મોકલ્યો છે, પ્રભા! ત્હારા દુઃખનો હવે અંત આવ્યો છે, શોક કર નહિ."

દ્વાર બણીથી આશ્વાસન અને પ્રેમભરેલાં વચનો આવતાં સાંભળી પ્રભાવતીયે પુંઠ ફેરવી જોયું તો પોતાના પ્રાંણ ચંદ્રરાજને જોયા જોતાંજ ત્હેના નેત્રમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં અને બોલી, આહા! કોણ પ્રાંણનાથ!

'હા પ્રિયા! ત્હારો સદાનો ચંદ્રરાજ' એમ બોલતાંજ દંપતી શિવાલયના દ્વાર આગળ ભેટી પડયાં, ઘડીવાર ઉભયમાંથી કોઇએ ઉચ્ચારણ કર્યું નહિ અને એજ સ્થિતિમાં ઉભાં થઈ રહ્યાં, આખી જીંદગીમાં ઉભયે આ આનંદ પહેલ વહેલોજ અનુભવ્યો. કુમાર ચંદ્રરાજ ત્હેના મુખ, ગાલ અને લલાટપર હાથ ફેરવતો બોલ્યો.

પ્રભા! ત્હેં તો હદ કરી, હું કાલ ઘોડાપરથી પડી ગયો હતો ત્યાં પણ તેં મ્હારૂં રક્ષણ કર્યું, પ્રભા! મ્હારી રસમણી! તું ખરેખર આ ચંદ્રરાજના સુખ અને રક્ષણ માટેજ નિર્માણ થઇ હોય એમ મ્હને લાગે છે. તેં મ્હારા માટે આટલું આટલું સહન કર્યું. ઘણીવાર આ શરીરની સેવા બજાવી એના બદલામાં આ ચંદ્રરાજે અદ્યાપિલગી શું કર્યું? પ્રભા! મ્હારી પ્રભા! બોલ તો ખરી?

'પ્રાણનાથને કોટે વળગી રહેલી પ્રભા અપ્રતિમ સુખનો લ્હાવો લેતી બોલી--પ્રાણ, કાલે ઘોડાપરથી પડી ગયા હતા તે આપ જ હતા? રાજકુમારે કહ્યુ—હા હું એજ હતો.'

'ત્યારે મ્હારૂં મન જરા આપની તરફ તે વખતે પ્રેમથી આ

કર્યાયું હતું તેનું કારણ પણ એજ હશે અને ત્હેના માટે મ્હેં મ્હારા મનને મનમાનતો ઠપકો આપ્યો હતો."

'પ્રભા ! મ્હને પણ ત્હારી પેઠેજ થયું હતું, વારૂ પ્રભા ! ત્યારે હવે ચાલશું ? આપણું લશ્કર બહાર ઉભું થઇ રહ્યું છે.'

'વારૂ લશ્કર સહિત કેમ પધાર્યા છો ?"

'દુષ્ટ લંપસેનના કબજામાંથી તને મુક્ત કરવા.'

'દુષ્ટ લંપટસેન તો ક્યારનો કાળ સ્વાધીન થઇ ગયો.'

'કોણે કર્યો ?" પ્રભાવતીએ જે પ્રમાણે હકીકત બની હતી તે પ્રમાણે અથથી તે ઇતિ લગી રાજકુમારને કહી સંભળાવી, પછી રાજકુમાર પ્રભાવતી સહિત ચંદ્રનગર ગયો, મહારાજા બેઉને જોઇ આનંદ પામ્યા, અને રાજકુમારને કહ્યું—

'કુમાર ! ક્ષમા કરશો, મ્હેં તમને અજાણથી સેવક તરીકે મ્હારી નોકરીમાં સેવકરૂપે રાખ્યા હતા. તમે પણ વિજયનગર મહારાજાના પાટવીકુમાર છો એવી તમારી ખરી હકીકત મ્હને જાહેર કરી નહોતી, તેથીજ મ્હારાથી ભૂલ થઇ ગઇ. સામંતના કહેવાથી મ્હારા જાણવામાં આવ્યું છે કે મ્હારી પ્રભા તમને સંપૂર્ણ રીતે ચ્હાય છે અને તમે પણ સર્વ પ્રકારે ત્હેને યોગ્ય છો માટે પ્રભાવતીનાં લગ્ન તમારી સાથે કરવા ઇચ્છું છું અને મ્હારે પુત્ર ન હોવાથી મ્હારા પછી આ રાજ્યના વારસદાર પણ તમને કરૂં છું. રાજકુમાર ચંદ્રરાજે નમ્રતા પુર્વક કહ્યું.—

પૂજ્ય મહારાજ શ્રી ! આપનો મ્હારાપર મહાન અનુગ્રહ થયો

પરંતુ આ વિષયમાં મેં મ્હારા પિતાશ્રીની આજ્ઞા હજુ મેળવી નથી માટે તેમની આજ્ઞા લઈ હું આપને ખબર મોકલીશ, હાલ તો પિતાશ્રી મ્હારી ફીકર કરતા હશે માટે જઇશ.' મહારાજાએ કહ્યું— 'વારૂ પણ ત્યાં જઇ સત્વર ખબર મોકલજો, તમે પ્રથમ અહિં આવ્યા ત્યારથીજ મ્હારો તમારાપર અપૂર્વ પ્રેમ હતો અને મ્હેં તમને કોઇ રાજપુત્ર ધાર્યા હતા તે પ્રમાણે એ કલ્પના છેવટે સત્ય નીવડી, વારૂ માર્ગમાં સાચવીને જજો અને ત્યાં પહોંચતાંજ આરોગ્યના સમાચાર સત્વર મોકલજો. તમારા પિતાશ્રીને મ્હારા સ્નેહ પુર્વક યથાયોગ્ય કહેશો, અને અહિંથી તમારી સાથે આપણા મુખ્ય સામંતને મોકલું છું તેમની સાથે તમારા પિતાશ્રીથી સંમતિ મેળવી સમાચાર મોકલજો. મ્હારી તરફથી કહેવા યોગ્ય તેઓ તમારા પિતાશ્રીને કહેશે.'

એ પ્રમાણે વાતચિત થઇ રહ્યા પછી પ્રભાવતીને મળી તેને આશ્વાસન આપી કુમાર ચંદ્રરાજ પોતાના લશ્કર, પ્રધાનપુત્ર અને સામંત સહિત પોતાની રાજધાની તરફ ઉપડયો અને થોડા દિવસમાં ત્યાં જઇ પહોંચ્યો. વિજયનગરમાં કુમારશ્રીના આવાગમનથી આનંદોત્સવ થઇ રહ્યો અને પુત્રને જોઇ મહારાજા અને મહારાણીના મન શાંત અને સુખી થયાં, પછી કુમાર ચંદ્રરાજે માતા પિતા તરફથી કુમારી પ્રભાવતીને પરણાવવા બાબતની પરવાનગી ચંદ્રનગરથી આવેલા સામંત મારફત મેળવી લીધી અને એ શુભ સમાચાર લઇ સામંત ચંદ્રનગર ગયો, ચંદ્રનગરના મહારાજાને અને પ્રભાવતીને આથી અપૂર્વ આનંદ થયો, લગ્ન થયાં અને અનેક કષ્ટોને અંતે

પ્રેમી જોડું મળ્યું અને સુખી થયું, કુમાર ચંદ્રરાજ બે રાજ્યનો માલીક થયો, અને ન્યાય પ્રણાલિકા પ્રમાણે પાલન કરતો પ્રભાવતીના સ્નેહનું આસ્વાદન કરતો અને પોતાની યશ ધ્વની ચારે બાજુ ફરકાવતો આનંદમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યો.



!!! વેચવાના છે !!! વાર્તાનાં પુસ્તકો ?!!

# મીઠી મધુરી વાતો.

કીંમત રૂ. ૦—૫—૦

# ગમત ઘંટ.

પેટ દાબી હસવું હોય તો આ પુસ્તક જરૂર ખરીદ કરજો.

કીંમત રૂ. ૦—૪—૦

# દેવતાઇ જાદુગર.

સુંદર ચીત્રો સાથે કીંમત ૦—૮—૦.

## મુસાફર વૈદ.

## રોગ નીવારણ.

કીંમત રૂ. ૦—૮—૦

આ એક કીમતી પુસ્તક છે મુસાફરીમાં ગજવામાં રહે તેવી સગવડવાળું દેશી દવાઓ રસ્તે ચાલતાં ગાંધીને ત્યાંથી ખરીદ કરી ઓસડ બનાવવાના વીષયવાળું પુસ્તક તૈયાર છે. કીંમત ૦—૮—૦ મળવાનું ઠેકાણું.

જેશીંગભાઇ મોતીલાલ શાહની કંપની.

રીચીરોડ—અમદાવાદ.

# વીરસિંહ અને રૂપવતિ.

## ( એક રમુજી સુંદર વાર્તા. )

રણજીતપુર નામે એક રમણીય નગર હતું તે નગરમાં એક વિજયસિંહ નામે પ્રજાપાળક પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો તેના રાજ્યનો વિસ્તાર અધિક હતો. તેના તાબામાં કેટલાક ખંડીયા સરદારો હતા. આ ખંડીયા સરદારોમાં ગોપાળસિંહ નામે એક સરદાર હતો જે તે સમયે રાજ્યનો મુખ્ય સભાસદ હતો. આ સભાસદમાં સર્વના મન સંપાદન કરવાની એવી અત્યુત્તમ આવડ હતી કે જેથી કરી તેણે રાજા અને પ્રજા ઉભયના મનસંપાદન કરી તેમનો અધિક પ્યાર મેળવ્યો હતો. તેની નીતિના, સદગુણના, વિનયના અને તે કન્યાના રાજા અને પ્રજા સર્વ કોઈ વખાણ કરતા.

આ રાજ્ય સભાસદ ગોપાળસિંહને એક અપૂર્વ કાંતિવાળી રતિને લજ્જા પમાડે એવી રૂપવતિ નામે કન્યા હતી. જેવી તેની મનોહર સુંદર મુખમુદ્રા હતી તેવુંજ તેનું નામ પણ રૂપવતિ હતું તે ખરેખર રૂપવતિજ હતી. જેવું તેનું શારીરિક સૌન્દર્ય હતું તેથી પણ અધિક તેનું મન-સૌન્દર્ય હતું. જે કોઇ તરૂણ પુરૂષો તેના સમાગમમાં આવતા તેઓ પ્રથમનો તેના અસાધારણ રૂપમાંજ અંજાઇ જઇ તેને વશીભૂત થઇ જતાં અને જ્યાં તે મનમોહના, રસીલી બાળા મધુર સ્વરે રસ અને વિનયભર્યા થોડાક શબ્દોનું ઉચ્ચારણ કરતી ત્યારે તો તેઓ છેક તેનાં મોહમાં લીન થઈ જઈ એમજ માનતા કે—આ અપૂર્વ દેવકન્યા મોહનીની પ્રાપ્તિ, એજ જીંદગીનું સાફલ્ય છે અને

મનુષ્ય જન્મમાં આવ્યાનો સફળ ફેરો છે. મોટા મોટા અમીરો, રાજાઓ ને કિશોરીની પ્રીતિ સંપાદન કરવા વારંવાર તેણીના સમાગમમાં આવતા છતાં કોઇયે તેનું મનસંપાદન કરવામાં વિજય મેળવ્યો નહોતો.

આ નવ યોવના જ્યારે પૃથ્વી માતાપર પોતાના કમળપત્ર જેવા પાદપંકજ મુકી હંસને લજ્જા પમાડે તેવી ચાલ ચાલતી ત્યારે માર્ગે ચાલનારો સર્વ દૃષ્ટા વર્ગ સ્તબ્ધ થઇ ઉભો રહેતો અને તેની નાજુક નખરાંદાર રસીલી ચાલ નિહાળ્યાં કરતો. જ્યારે તે પોતાની અગાસી, બારીકે વાડીમાં ફરતી ફરતી મધુર કોકીલ સ્વરથી ગાન કરતી ત્યારે તેની દૃષ્ટિ સન્મુખ અનેક રાગી રસીલા પુરૂષોનું પ્રદર્શન થતું. ને જ્યારે કોઇ સાથે વાર્ત્તાલાપ કરતી ત્યારે વાર્ત્તા સાંભળનાર તરૂણ પુરૂષ આખી સૃષ્ટિમાં પોતપોતાને સર્વથી અધિક ભાગ્યશાળી માનતો. આવી રૂપરમણીને મેળવવવા ઘણા રાજકુમારોયે તથા અમીરોએ તેના પિતાને દરખાસ્ત કરી, પરંતુ પોતાની પુત્રની પ્રસન્નતા સિવાય તેણે કોઇ પણ રાજકુમારની દરખાસ્તનો અંગીકાર કર્યો નહિ. આથી મોટી મોટી જાગીરોવાળા અને લક્ષ્મીવાળા રાજકુમારો નિરાશ થયા, અને પુત્રી રૂપવતિના પિતા ગોપાળસિંહને પણ ખેદ થયો કે—પુત્રીની પુખ્ત વય થવા આવી છતાં હજુ તેને કોઈ પણ સાથે પરણાવાની વાર્ત્તા પસંદજ નથી વળી આથી કરી મ્હારી આટલી પ્રતિષ્ટા આબરૂ છે તેને પણ ધક્કો લાગશે. આટલી સાહેલી, આટલું દ્રવ્ય, અને આટલી હકુમત છતાં મ્હારીજ કન્યા પુખ્ત વયે પહોંચવા છતાં કુંવારી રહે એતો વાસ્તવિક નથીજ. માટે મ્હારે આ બાબત શું કરવું'—એના તર્કવિતર્કને અહોદિન કરવા લાગ્યો,

રૂપવતિ સમાગમમાં આવતા દરેક રાજકુમારનું બહારનું રૂપ અવલોકતી નહિ પરંતુ તેનું હૃદય—સૌન્દર્ય કેટલે અંશે છે ? વિદ્યા અને સદ્દગુણની તેના હૃદયમાં કયાં સુધી હદ છે ? એ બાબતોની બારીક પરિક્ષા કરી પછીજ તેના બહારની સુંદરતાને નીરખતી તેણીની આ પરિક્ષામાં હજુ સુધી કોઇ પણ કુમાર વિજયી નીવડયો નહોતો. તે દરેક હૃદયમાં સત્ય, વીર, સૃંગાર, ધૈર્ય, ઔદાર્ય, દાન, સ્નેહઆદિ રસો અવલોકતી, પરંતુ તેનું હૃદય કોઇથી આકર્ષણ પામ્યું નહિ. જેટલો તેને હૃદયપર રાગ હતો તેટલો તેને બહારની શરીર—આકૃતિપર રાગ નહોતો. આ ત્હેનું હૃદય રહસ્ય, હૃદય લાવણ્ય કોઇ રાજકુમાર સમજી શકયો નહિ.

આજ નગરમાં એક વીરસિંહ નામે તરૂણ રજપુત પુત્ર વસતો હતો. તેના માત પિતા બહુ ગરીબ સ્થિતિના હતાં તે બાલ્યાવસ્થાથીજ લશ્કરી ખાતામાં દાખલ થયો હતો. અને સર્વ પ્રકારે સૈનિક કળામાં તેણે સારી પ્રવીણતા મેળવી હતી. જેવું તેનું નામ વીરસિંહ હતું તેવો તેને સ્વભાવ પણ વીરજ હતો તેને બાલ્ય કાળમાંથીજ યુદ્ધ, રણસંગ્રામ આદિ ક્રિયાઓ તરફ અપૂર્વ પ્રેમ હતો. તેનું હૃદય એવું તો મધુર, સરલ સ્વચ્છ, અમીર અને વીર હતું કે તેના સમાગમમાં આવનાર કોઇકજ ભાગ્યે તેના આકર્ષણથી બચવા પામે. બોલવાની તેની છટા અને દરેક શબ્દો એવા તો રસમય વીરમય અને સ્પષ્ટ હતા કે સાંભળનાર સર્વ કોઇ તેને વશ થઇ જતા તે શુદ્ધ અંતઃકરણનો હતો તેથી તેના દરેક શબ્દો શુદ્ધ અંતઃકરણમાંથીજ ઉઠતા હોય તેનો પ્રત્યક્ષ ભાસ પડતો લડાઇમાં તેણે એટલી તો પ્રવીણતા મેળવી હતી કે રણજીત-

પુરના રાજાને બીજા બળવાન રાજા સાથે યુદ્ધ કરવાના પ્રસંગે લશ્કરના સેનાધિપતિ તરીકે શત્રુના સૈન્ય સામે મોકલવા આ તરૂણ વીરસિંહનેજ પસંદ કર્યો હતો અને શત્રુના લશ્કરનો પરાજ્ય કરી તેણે રાજા તરફથી સારૂં માન ઇનામ અને પ્રીતિ મેળવ્યાં હતાં.

આ તરૂણ વીરસિંહને રૂપવતિનો પિતા ગોપાળસિંહ વારંવાર પોતાને ત્યાં આમંત્રણ કરતો અને તેના પરાક્રમોના જુસ્સાબંધ વાતો સાંભળી ખુશી થતો. વીરસિંહ જેવી રીતે ગોપાળસિંહ સાથે યુદ્ધઆદિ પ્રસંગોની વાર્ત્તા કરતો તેવી રીતે તેની પુત્રી રૂપવતિ સાથે પણ વારંવાર મળતો અને એવા પ્રેમ અને વીરરસથી વાતો કરતો કે જેથી તે બાળાનું મને તે યુવાન વીર યોદ્ધા તરફ આકર્ષાઇ ગયું. અને પોતાને વિશેષ આનંદ પડતો હોય એવું દર્શાવી વીરસિંહ પાસે પોતે જેજે લડાઇમાં પરાક્રમ કરેલું તે સઘળું સાંભળી લીધું. વીરસિંહ જો કે શ્યામ વર્ણનો હતો અને એટલો બધો રૂપવાન નહોતો તોપણ લડાઇમાં તેનું અદ્ભુત પરાક્રમ, ધૈર્ય, વાણીની મીઠાસ, હૃદયનું શુરત્વ અને સરલતા આદિથી તે તેનાથી અત્યંત મોહ પામી. વીરસિંહ પણ અદ્યાપિ લગી કોઈ તરૂનીથી મોહ પામ્યો નહોતો તે આ રૂપવતિના અસાધારણ રૂપ, રસ, અને વાણિની મોહજનક મધુરતાથી મોહ પામ્યો, પરંતુ મોહ પામતાની સાથે તેના મનમાં એમ હતું કે મોટા મોટા અમીરોના કુમારોને છોડી આ નવયૌવના સુંદરી મ્હારા રંકના ભાગ્ય સુધી ક્યાંથી ! જ્યારે વીરસિંહના મનમાં આ પ્રમાણે સંકલ્પ વિકલ્પ ઉઠતા હતા ત્યારે તે રૂપવતિના મનમા પણ એવીજ જાતના સંકલ્પ ઉઠતા કે—'આ બહાદુર વીરસિંહ ખરેખર વીરજ છે મધુરજ છે તેનું અંતઃકરણ અમીરજ છે અને પ્રીતિ ક-

રવા યોગ્યજ છે પરંતુ પિતાશ્રીને આ વાર્ત્તા કેમ ધ્યાનમાં ઉતરશે? કારણ કે એ અમીરને કુમાર નથી તેના માતાપિતા ગરીબ સ્થિતિના છે. તેથી પિતા મને તેની સાથે તો નહિજ પરણાવે. અમીરના કુમારો તો સઘળા મેં જોયા છે ત્યારે મ્હારે હવે શું કરવું? શુરવીર વીરસિંહ સિવાય મારૂં ચિત્ત કોઇમાં વસતું નથી. મ્હારૂં મન તેને વરીજ ચુક્યું છે. વળી મ્હારે પરણવું તેમાં મ્હારી પસંદગી જોઇયે કે પિતાશ્રીની? ગમે તેમ થાવ, પિતાશ્રી રાજી થાય કે નારાજી થાય પરંતુ જે વીરકુમારે મ્હને પોતાની કરી લીધી છે મ્હારૂં મન સર્વ પ્રકારે સંપાદન કરવા સમર્થ થયો છે અને જેનામાં સર્વ પ્રકારની યોગ્યતા છે અને પ્રીતિ પાત્ર છે તેનેજ મ્હારે વરવું. એના સિવાય મ્હારૂં ચિત્ત કોઇનામાં હવે ચોંટે તેમ નથી માટે પિતાજીની બલાત્કાર ઇચ્છાને વશ થઇ મ્હારે શામાટે પાપમાં પડવું. હવે તો એજ મ્હારા પતિ એ રૂપવાન નથી શ્રીમંત નથી તેની મ્હને તલમાત્ર દરકાર નથી. તેમનું અંતઃકરણ અધિક રૂપવાન અને શ્રીમંત છે હું પણ તેવાજ અંતઃકરણની ગ્રાહક છું. વળી જેવો મ્હારા મનમાં સંકલ્પ છે તેવો તેમના મનમાં પણ સંકલ્પ હોય અને હું પિતાજીની આજ્ઞાને વશ થઇ બીજા સાથે પાણિગ્રહણ કરૂં તો તેથી મ્હને કેટલું પાપ! અરરર! તેમનું મન તેથી કેટલું દુભાય? પણ અવકાશે તેમના મનની હું ચિકિત્સા તો જોઇશ.'

એક દિવસ બેઉ પ્રેમીયો પરસ્પર વાર્ત્તા વિનોદ કરી રહ્યા હતા ત્યારે રૂપવતિયે સ્મિત મુદ્રાયે અને પ્રેમાળ દ્દષ્ટિયે પૂછ્યું.

'વિરસિંહ! તમે અદ્યાપિ લગી કોઇ કન્યાને ભાગ્યશાળી કરી છે અથવા તો કરવા ધારો છો?' પ્રત્યુત્તરમાં વીરસિંહે કહ્યું—

'મુગ્ધ રૂપવતિ ! મ્હારૂં ભાગ્ય કઠીન છે હું ગરીબ માતાપિતાને પેટે જનમ્યો છું. આજકાલ સર્વ કોઇ ધનવાન અમીરોના ફરજંદોને શોધે છે વળી મ્હારામાં એવું શું રૂપ કે ગુણ છે કે જેથી મ્હારી કોઇ સ્પૃહા કરે ?' આ સાંભળી રૂપવતિયે ઉત્તર આપ્યો.

'પ્રિય વીરસિંહ ! એવું ધારશો નહિ. સંસારમાં સઘળાં ચિત્ત માત્ર ધન, બહારનું રૂપ અને મ્હોટાઇનેજ અવલોકતા હોયતો પછી અંતઃકરણનું રૂપ, મ્હોટાઇ, સદગુણ અને શ્રીમંતાઇની કોણ કદર કરે ? તમારૂં અંતઃકરણ અમીર છે શ્રીમંત છે ગુણવાન છે રસથી ભરપુર છે, માત્ર તેના પરિક્ષકજ આ સંસારમાં જુજ છે. પ્રિય વીરસિંહ ! કહો તો ખરાકે તમે તમારૂં મન કોઇને આપ્યું છે અથવા આપ્યું ન હોય તો કોઇનું લીધું છે ?'

'રસીક બાળા ! આપ મ્હારી જેટલે અંશે સ્તુતિ કરો છો તેટલે અંશે હું પાત્ર હોઉં એમાં મ્હને શંકા રહ્યાં કરે છે. માત્ર આપની સુજનતાજ મ્હને ઉત્કૃષ્ટ રચે છે. પ્રિય બાળા ! કોઇનું હૃદય ખેંચવાનો હું ક્યાંથી સમર્થ હોઉં ? પરંતુ હું તો કોઇ ખાનદાન કુળની રસીલી બાળાથી છેક લુટાઈજ ગયો છું, અને મ્હારા મનને વારી પણ શકતો નથી.'

'પ્રિય વીરસિંહ ! એવી ભાગ્યશાળી બાળાતે કોણ છે ? તે દર્શાવવા કંઈ અડચણ ન હોય તો દર્શાવશો.'

'તે બાળા અંતઃકરણના રૂપપર ફીદા છે અંતઃકરણ ઓળખવામાં કેળવાયેલી છે અને જે રસ અને માધુર્યથી છલાછલ છે.'

'પરંતુ તે ક્યા નગરમાં વસે છે તેનું નામ શું છે તે કૃપા કરી દર્શાવશો ?'

વીરસિંહ આ સાંભળી સંકલ્પ વિકલ્પને હિંડોળે ચડયો અને 'નામ દેવું, કે નહિ કદાચ નામ આપુ, અને તેમનો મ્હારા પર પ્રેમન હોય તો મ્હારી કેટલી મૂર્ખતા ? આટલો વાર્તાનો સંબંધ પણ ત્રુટી જાય. ત્યારે હવે શું ઉત્તર આપું ? ખરેખર મ્હારી ભુલજ થઇ.' આ પ્રમાણે વિચાર કરે છે એવામા ફરી રૂપવતિયે પૂછ્યું—'કેમ પ્રિય વીરસિંહ ! શા વિચારમાં પડયા છો? શામાટે ક્ષોભ પામો છો ? શંકા રાખ્યા વગર સત્વર એ સુંદરીનું નામ પ્રકાશ કરો.'

આ સાંભળી વીરસિંહમાં જરા ધીરજ આવી અને 'હવે તો જેમ બને તે ખરૂ' એમ નિશ્ચય કરી તેણે ઉત્તર આપ્યો—

'પ્રિય રૂપવતિ ! રણજીતપુર નામે એક રમ્ય નગરમાં ગોપાળસિંહ નામે એક શ્રીમાન સભાસદ વસે છે તેમને એક રૂપવતિ નામે મનોહર કન્યા છે તેમણે મ્હારૂં સર્વસ્ય હરી લીધું છે અને તેમના પ્રેમાળ, ઉમદા અને પ્રીતિપાત્ર કોમળ અંતઃકરણમાં મ્હારા માટે અવકાશ છે કે નહિ તેથી હું તદન અજાણ્યો છું. એમનાથી મ્હને મ્હારા પ્રાણ પણ વિશેષ વ્હાલા નથી. આ જીવન એમનુંજ છે.'

આ સાંભળી રૂપવતિ સ્નેહના ઉમળકાથી ઉભરાઇ ગઇ હોય તેમ એકદમ પોતાના પ્રિયતમની કોટે વળગી પડી અને કહેવા લાગી. 'પ્રાણ ! જેવી રીતે તમે મ્હને તમારૂં સર્વસ્વ સમર્પિત કર્યું છે તે-વીજ રીતે તમારા અમીરી અંતઃકરણે તમારા વીરત્વ અને મનહર સ્વભાવે મ્હને પણ સર્વ પ્રકારે તમારી કરી લીધી છે મ્હારૂં સર્વસ્વ

પણ તમેજ છો. હું ધનને ચહાતી નથી પણ ઉમદા પ્રેમાળ મનને ચાહું છું. હું ઉપરના દેખાવને ચહાતી નથી પણ અંદરના રસને ચાહું છું. વ્હાલા ! એ સઘળું મ્હેં તમારામાં સારી રીતે જોઈ લીધું છે. મ્હારે હવે તમારી તરફથી કોઇ પણ પ્રકારની અતૃપ્તિ નથી. પિતાજીને ગમે યા ન ગમે પણ મ્હારા મને આપને પ્રેમપૂર્વક વરમાળા આરોપણ કરી દીધી છે, હું હવે બીજાની થવાની નથી. આપ મ્હારાથી વિખુટા પડો છો ત્યારે પણ હું આપની છબિનું, અને, આપની રસીલી વાતોનુંજ સ્મરણ કર્યા કરૂં છું. આપનાથી અધિક યોગ્યપતિ મ્હને બીજો કોઇ મળનાર નથી.'

રૂપવતિનું આ પ્રમાણે સ્નેહભર્યું બોલવું સાંભળી વિરસિંહ સ્નેહ સાગરમાં સ્નાન કરવા લાગ્યો, અને વિચાર કરવા લાગ્યો—'આહા ! મ્હારૂં કેટલું સદ્દભાગ્ય ! મહાન મહાન અમીર અને રાજાના કુંવરો જેને મેળવવામાં નિષ્ફળ થયા તે રૂપવતિ, ખરેખર રૂપવતિ બાળા પૂર્ણ પ્યારથી મ્હને ચાહે છે અરે ! મ્હારી સાથે પાણિગ્રહણ કરવા ઇચ્છે છે ! ખરેખર ઇશ્વિરનીજ મ્હારાપર સંપૂર્ણ કૃપા થઇ નહિ તો આમ બનેજ નહિ' એ પમાણે વિચારમાળા ફેરવતો બોલ્યો.

'પ્રિય રમણી ! આવડો બધો મ્હારાપર અનુગ્રહ ! આપના આ મહાન અનુગ્રહના બદલામાં હું આપને શું આપું ! આપને આપવા યોગ્ય મ્હારી પાસે કાંઇ નથી.'

'મ્હારો આપે સત્કાર કર્યો—એજ આપને જે મ્હને આપવાનું હતું તે આપી ચુકયા છો. આપે જે મ્હને આપ્યું છે તેનું મૂલ્યજ નથી.'

આ પ્રમાણે ઉભય પ્રેમીયો વચ્ચે પ્રેમવાર્તાલાપ થાય છે તેવા-

માં સેવક જનના બોલાવવાથી રૂપવતિ બળાત્કારે પોતાના પિતા પાસે ગઇ અને વીરસિંહ રૂપવતિનું ધ્યાન કરતો પોતાના સ્થાકે ગયો.

વિરસિંહ અને રૂપવતિના માનસિક લગ્ન તો થયાંજ હતાં જેમ દિવસ નિર્ગમન થતા ગયા તેમ તેમ તેઓનો પ્રેમ પક્વ થતો ગયો. અને ઘડીભરનો વિયોગ તેઓથી સહન થઇ શકતો નહિ આખરે બેઉની સંમતિથી શારીરિક લગ્ન પણ તેઓએ પોતાના માતાપિતાથી ગુપ્ત રીતે કર્યા. અને ગુપ્ત રીતે ઉભય અન્યોન્યને મળવા લાગ્યા.

આ વાતની રૂપવતિના પિતા ગોપાળસિંહને ખબર થતાં તે વીરસિંહપર અતિગુસ્સે થયો અને તેને ધીક્કારવા લાગ્યો. અને કેટલાક પુરાવા મેળવી તેણે વિરસિંહ સામે રાજ્ય કચેરીમાં એવી મતલબની ફરીયાદ કરી કે–તેણે જાદુઇ વિદ્યાથી મ્હારી પુત્રી રૂપવતિને ભમાવી છે અને તેના પિતાની આજ્ઞાવિના તેણે તેની સાથે લગ્ન કર્યા છે.

પણ જ્યારે ગોપાળસિંહની વીરસિંહ સામે આ ફરીયાદ રજુ થઇ તે વેળા સોરઠ દેશના રાજા સાથે સીમાડા બાબતમાં ભારે લડાઈ જાગી હતી. અને બળવાન રાજાના સૈન્ય સામે વીરસિંહ સિવાય કોઇ જઈ શકે તેવો બીજો યોગ્ય સેનાપતિ હતો નહિ, તેથી રાજાએ તેને સન્માન સાથે પોતાની હજુરમાં બોલાવ્યો હતો.

બીજી તરફ ગોપાળસિંહની ફરીયાદથી વીરસિંહ અપરાધી ઠર્યો હતો. ગોપાળસિંહ રાજ્યમાં મુખ્ય સભાસદ હતો તે વૃદ્ધ હતો અને રાજ્યમાં તેની સારી પ્રતિષ્ઠા હતી. તેથી રાજાને ગોપાળસિંહની કરેલી ફરીયાદનો યોગ્ય ન્યાય ઉતર્યા વગર છુટકો નહોતો, તેથી તેણે વીરસિંહને તેનો શો બચાવ છે એ વિશે પૂછ્યું. વીરસિંહે

પોતાના લડાઇના પરાક્રમોની લડાઇમાં આવી પડતી મુસીબતોની, ધીરજની, અને વીરત્વની જેવી છટા અને જુસ્સાથી વાતો કરી રૂપવતિનો પ્યાર સંપાદન કર્યો હતો તે તેવીજ છટાથી સઘળી હકીકત અથથી તે ઇતિ સુધી રાજા સન્મુખ કહી સંભળાવી રાજાને આ સર્વ હકિકત સાંભળી નિશ્ચય થયો કે—ગમે તેવા કઠોર દીલવાળા મનુષ્યને પણ આ વીરસિંહના પરાક્રમનો વૃત્તાંત સાંભળી મોહ થયા વગર રહે નહિ તો બીચારી આ બાળકુમારીનું શું ગજું ? તો પણ સંપૂર્ણ ખાતરી કરવા સારૂ તેણે રૂપવતિને પોતાની સભામાં બોલાવી અને એ વિષયમાં રાજાએ તેણીને પૂછ્યું કે—આ બાબતમાં ત્હારે જે કહેવાનું હોય તે કહે.

તેણીયે નમનતાઇથી વિનય પૂર્વક રાજા આગળ અરજ કરીકે —' માહારાજશ્રી ! આપ ઇશ્વર રૂપ છો આપ સાચાં માતાપિતાં રૂપ છો ધર્મ રૂપ ન્યાયાધીશ છો. આપનેક ન્યાયજ ઉતારશો એવી મ્હને સંપૂર્ણ આશા છે. મ્હારાં માતા પિતાયે મ્હને જન્મ આપી ઉછેરી મોટી કરી વિદ્યાદાન આપ્યું તેથી તેમનો મ્હારાપર અપૂર્વ આભાર છે. પરંતુ પુખ્તવે વયમાં આવ્યા પછી મ્હારે જેની સાથે આખો જન્મારો કાઢવાનો છે જેની સાથે હમેશને માટે પ્રેમથી જોડાવું છે તેની પસંદગી સમજમાં આવ્યા પછી મ્હારેજ કરવાની છે. કારણકે જેની સાથે મ્હારે હમેશનો સ્નેહ બાંધવાનો છે તેની પસંદગી મ્હારા હાથથીજ થવી જોઇએ તેમાં માતા પિતાની પસંદગી શા કામની ? વળી મ્હારા સમાગમમાં જેટલા અમીર ઉમરાવાના કુમારો આવ્યાતે સઘળા કરતાં મ્હારૂં મન આ સામાન્ય સ્થિતિના પરંતુ અમીરી સ્વભાવના વીરસિંહ તરફ વિશેષ ખેંચાયું તેથી મ્હારી

સંપૂર્ણ ઈચ્છાથી મ્હેં તેમની સાથે સંબંધ જોડયો. તેમણે કોઇ પણ પ્રકારની કરામતથી મ્હારૂં મન સંપાદન કર્યું નથી પરંતુ સર્વ પ્રકારની તેમની યોગ્યતા અને વીરતાથીજ મ્હારૂં મન આકર્ષી લીધું છે. તેઓ પણ મ્હને સંપૂર્ણ પ્રેમથી ચાહે છે અને તેવાજ પ્રેમથી તેઓ અંત સુધી મ્હને ચાહશે એવો મ્હને વિશ્વાસ છે.'

આ પ્રમાણે રૂપવતિનું વૃત્તાંત સાંભળી રાજાએ વીરસિંહને પોતાપર આવેલા તહોમતથી મુક્ત કર્યો અને સોરઠ દેશના રાજા સામે યુદ્ધ કરવા માટે તેને જવા આજ્ઞા કરી. વીરસિંહે ઘણાજ આનંદ સાથે તે આજ્ઞા સ્વીકારી.

ગોપાળસિંહે વીરસિંહને પોતાની પાસે બોલાવી કહ્યું—' વીરસિંહ ! જે થયું તે હવે ન થયું થનારનથી. તમે સર્વ પ્રકારે મ્હારી પુત્રીને વરવા યોગ્ય છો એમાં હવે મ્હને કંઇ પણ શકજેવું નથી. તમારી ગરીબ સ્થિતિ છે તેની મ્હને કંઇ સ્પૃહા નથી. મ્હારે આ એકજ પુત્રી છે માટે મ્હારી સર્વ માલમીલકતના તમેજ વારસદાર છો. મ્હારી પુત્રીને તમે જાદુ કરી કોઈ પણ પ્રકારે ભોળવી નથી પરંતુ તેણીયે તમારી યોગ્યતા જોઇ તમારી સાથે તેની પોતાની ખુશીથીજ પ્રીતિ સાંધી છે તેથી હું ખુશ છું.'

આ પ્રમાણે વીરસિંહ પોતે નિર્દોષ ઠર્યા પછી તે રાજાની આજ્ઞાથી સોરઠ દેશના રાજા સાથે લશ્કર યુદ્ધ કરવા નીકળ્યો. રૂપવતિ પણ સાથે આવવા તૈયાર થઇ. તેઓ થોડી મુદતમાં સોરઠ જઇ પહોંચ્યા. પરંતુ શત્રુના લશ્કરમાં મરકી ચાલતાં તુરતને માટે લડાઇ બંધ રહી. વીરસિંહના સૈન્યમાં કીશોરસિંહ નામે એક શુરવીર આનંદી યોદ્ધો હતો તેની સાથે વીરસિંહને સારી મૈત્રી હતી અને તેને

લેફ્ટેનન્ટની જગ્યા આપી હતી. તે જગાને તે લાયક પણ હતો. જે વેળા વીરસિંહ રૂપવતિ સાથે પ્રેમમાં પડયો હતો તે વખતથી વીર-સિંહને કિશોરસિંહ સાથે મૈત્રી હતી અને પોતાના મિત્ર વીરસિંહનો રૂપવતિ સાથે સજડ પ્રેમ જોડાવામાં તે પણ સામેલ હતો. જેવો સિંહ આનંદીવાનોથી સ્ત્રીનું મન હરણ કરવામાં કાબેલ હતો તે કરતાં તેનો મિત્ર કીશોરસિંહ વિશેષ હોંશીયાર હતો. તે વીરસિંહની પત્નિ રૂપવતીને આનંદજનક વાતોથી રીઝવતો. તે શુદ્ધમનનો અને નીતિવાન હતો તેથી વીરસિંહને તેના પર સંપૂર્ણ વિશ્વાસ હતો. રૂપવતિ પણ જેવી રીતે પોતાના પતિને ચાહતી હતી તેજ પ્રમાણે પોતાના સ્વામીના મિત્ર કીશોરસિંહને શુદ્ધ પ્રેમથી ચાહતી હતી તેઓની પ્રીતિ નિર્મળ હતી. કીશોરસિંહ પોતાના મિત્ર વીરસિંહ આગળ રૂપવતિના વખાણ કરી, પોતાનો મિત્ર સર્વ પ્રકારે રૂપવતી-ની પ્રાપ્તિથી ભાગ્યશાળી છે એવું કહેતો. આથી કરી વીરસીંહ પોતાના મિત્રથી આનંદ પામતો. અને બેઉ મિત્રો વચ્ચે ગાઢો સ્નેહ બંધાયો હતો વિરસીંહ તેની યોગ્યતા જોઇ તેને લેફ્ટેનન્ટની મોટી પદવીયે ચડાવ્યો હતો. રૂપવતી પણ પોતાનાપતિ આગળ કીશોરસિં-હના વખાણ કરતી, અને આપની મિત્રતાને માટે એ યોગ્ય છે એવું કહેતી.

કીશોરસિંહને લેફ્ટન્ટની પદવી મળવાથી ગુમાનસિંહ નામે એક સેન્યાધિકારી હતો તે દિનરાત્ર ઇર્ષાથી બળતો હતો અને કી-શોરસિંહને કોઈ પણ પ્રકારે ગુન્હામાં લાવી તે પદવી પોતાને લેવાનો લોભ હતો. પરંતુ કીશોરસિંહ સદગુણી હોવાની તેના કોઇ પણ પેચમાં આવ્યો નહિ. કીશોરસિંહ તરફ વીરસિંહનો અધિક પ્રેમ

હોવાથી ગુમાનસીહ વીરસીહ સાથે પણ શત્રુભાવ રાખવા લાગ્યો અને તક આવે વીરસિહને પણ પદભ્રષ્ટ કરવાના કાવાદાવા રચવા લાગ્યો.

શત્રુના સૈન્યમાં મરકી ચાલતાં લડાઇ બંધ પડી અને બંધ પડતાં શત્રુનું સૈન્ય વીખરાઇ ગયું તેથી વીરસીહના સૈન્યમાં તે દીવસ આનંદોત્સવ કરવામાં આવ્યો. લશ્કરમાં દારૂનો ઉપયોગ અને ગાન તાન થવા લાગ્યાં. આ અવસરનો લાભ લઇ ગુમાનસીહે કીસોરસીહને પોતાને ત્યાં નોતર્યો. અને દારૂ પીવો શરૂ થયો. ગણીકાનો નાચ થવા લાગ્યો. ગુમાનસીહે આગ્રહ કરી સોગન દઇ દઇને કીશોરસીહને વિશેષ દારૂ પાઈ દીધો અને કેફમાં ચકચુર બનાવી દીધો ગુમાનસીહે જાણ્યું કે કીશોરસીહ હવે તદન નીશાવશ થઇ ગયો છે એટલે તેણે આગળથી શીખવી રાખેલા એક માણસને ઇસારત કરી એટલે તે માણસે કીશોરસીહનું હલકા શબ્દો વાપરી અપમાન કર્યું. બેઉ વચ્ચે સામસામી તરવારો નીકળી અને તેઓ વચ્ચે સમાધાની માટે એક ભવાનીસિહ નામે સીપાઈ વચમાં પડયો તે પણ ઘાયલ થયો તોફાન વધ્યું અને ગુમાનસિહ કે જેણે તર્કટ રચી કિશોરસિહને પદભ્રષ્ટ કરવા આ રચના ગોઠવી હતી તેણે આ મારામારીને લશ્કરી બળવાનું મોટુ રૂપ આપી કિલ્લાને ચેતવણી આપનાર ઘંટ વગાડયો. આ ઘંટના અવાજથી વીરસિહ એકદમ જાગી ઉઠયો, અને શસ્ત્રસજી એકદમ હથીઆર બંધ છાવણીમાં આવ્યો. અને કીશોરસિહને બળવો ઉઠવાનું કારણ પૂછવા લાગ્યો. કીશોરસિહનો નીશો આ વખતે ઉતરી ગયો હતો તેથી તે જવાબ આપતાં શરમાયો. કીશોરસિહ વીરસિહનો મિત્ર છે એવું ગુમાનસિહ જાણતો હતો તેથી

પક્ષપાતમાં જાણે કીશોરસિંહનો ગુન્હો છુપાવતો હોય તેવો તેણે ડોળ કર્યો પણ વીરસિંહ આગળ બનેલી સત્ય હકિકત કહેવાની પોતાની ફરજ હોય તેવી રીતે તેણે અચકાતાં અચકાતાં બનેલી સર્વ હકિકત કહી દીધી, અને પોતે તેમાં બીલકુલ સામેલ નથી તેવું તેણે વીરસિંહ આગળ જાહેર કર્યું.

આ સાંભળી વીરસીંહ કીશોરસીંહપર ગુસ્સે થઇ તેણે તેને લેફ્ટેનન્ટની પદવીથી દૂર કર્યો.

આ પ્રમાણે ગુમાનસિંહ પોતાની રચેલી યુક્તિમાં ફતેહમંદ નીવડ્યો. કીશોરસિંહ પોતાની થયેલી ભુલ માટે બહુ પસ્તાવા લાગ્યો અને ગુમાનસિંહે પોતાની સાથે છળ કપટ કરેલું તેથી તેને ધીક્કારવા લાગ્યો. અને કહેવા લાગ્યો કે તમારા જેવા મનુષ્યને મનુષ્ય નથી પણ મનુષ્ય અવતારમાં પશુજ છે. તમે મારી સાથે છળ કપટ કરી મ્હારા મિત્રનો મ્હને તિરસ્કાર પાત્ર બનાવ્યો છે તેનું ફળ ઇશ્વર કોઇ દીવસ તમને આપશેજ. ગુમાનસિંહ બહેજ ઘાતકી હ્રદયનો હતો તે આ સઘળું થંડે પેટે સાંભળી રહ્યો અને પોતે નારાજ થવાને બદલે તેણે કીશોરસિંહને ધીરજ આપી કહ્યું કે—

' ભાઇકીશોરસિંહ ! જે થવાનું હોય તે થયાંજ કરે છે તેમાં કોઇને દોષ દેવાનું કારણ નથી. દારૂ સર્વ કોઇ પીયેજ છે. ભૂલ થઈ તે થઇ. તમારાથી એવો કંઈ ભારે અપરાધ થયો નથી કે જેથી તમારા મિત્ર તમને માફી ન આપે. પરંતુ વીરસિંહને ન્યાયવાન છે. કાયદા આગળ કોઇનો પક્ષ કરે કે કોઇનું માને તેમ નથી તેથી તમારી માફીપર લક્ષ આપે એવો મ્હને ભરોંસો નથી. પરંતુ એક ઉપાય છે તે એજ કે જો તમો તેમનાં પત્નિ રૂપવતિ મારફત માફી

વિનંતી કરાવે તો આપણા સેનાપતી તેમની વાત માન્ય રાખશે. કારણ કે તેમની સાથે તેમને એવો પ્રેમ છે કે કોઇ દિવસ તેમનું વચન તેઓ ઉત્થાપન કરતા નથી વળી રૂપવતિ પાસે તમો વારંવાર જાઓ આવો છે તેઓ તમને ચહાય પણ છે તેથી તમારા તરફથી તેઓ સેનાપતિ સાહેબને સારી રીતે સમજાવશે અને ઇશ્વર કરશે તો સેનાપતિ સાહેબ તેમના માનની ખાતર તમને માફી આપશે અને તમારી જગો તમને પાછી સોંપશે.

કીશોરસિંહ ભોળા મનનો હતો તેથી ગુમાનસિંહનો આ ઘાટ રચવામાં શું હેતુ છે એ સમજી શકયો નહિ પરંતુ ઉલટો ગુમાનસિંહનો આભાર માન્યો ગુમાનસિંહ એમ ધારતો હતો કે વીરસિંહ નેકમર્દ છે અને કાયદાનું પ્રાણ જતાં ઉલંઘન કરે તેવો તેનો સ્વભાવ નથી તેથી તે એકાએક રૂપવતિની માગણી સ્વીકાર કરશે નહિ, અને તેથી રૂપવતીનું મન કચવાશે. વળી રૂપવતીને કીશોરસિંહ સાથે આડો વ્યવહાર છે એવી વાત પણ વીરસીહના મગજમાં ઉતારવી તેથી દંપતી વચે કલહ થશે અને કીશોરસિંહ સાથે પણ પાકું વૈર બંધાશે. આ પ્રમાણે આ ઘાતકી ગુમાનસિંહે વીરસિંહ તેની પત્નિ અને કીશોરસીહ ત્રણે વચ્ચે પૂર્ણ વિરોધ થઇ ત્રણેનો વિનાશ થાય એવી બાજી ગોઠવવામાંડી.

ગુમાનસિંહની સલાહ પ્રમાણે કીશોરસિંહ રૂપવતી પાસે ગયો અને વીરસિંહ પોતાના ગુન્હાની ક્ષમા આપી પોતાની અસલ જગો તેને પાછી સુંપે તે બાબત વિનય વૂર્વક નમ્રતાથી વિનતિ કરી. રૂપવતિયે તે સ્વીકારી અને કેટલીક ધીરજ આપી કહ્યુ—' મનુષ્ય માત્રથી ભૂલ થઈ જાય છે તમારો એવો ગુન્હો નથી કે જેથી ત-

મારા મિત્ર તમને ક્ષમા ન આપે. મ્હારાથી બનતી કોશીશ કરી તમને તમારી અસલની જગો અપાવીશ. તમે જાણોછો કે તમારા મિત્ર માયાળુ છે અને વળી મ્હારા વચનને કદી પણ અનાદર કરે તેવા નથી. '

રૂપવતિનું આ પ્રમાણે બોલવું સાંભળી કીશોરસિહને ધીરજ આવી અને રૂપવતિનો આભાર માનવા લાગ્યો. રૂપવતિએ પોતાના પતિને ખુશમીજાજમાં જોઇ તેણે કીશોરસિહની વાત કાઢી કહ્યું—

' પ્રાણુનાથ ! મનુષ્યમાત્રથી એકાદ વખત ભૂલ થઇજ જાય છે તમારા મિત્ર કીશોરસિહથી પણ તેવુંજ થઇ ગયું છે. તેઓએ તમારી ઘણી સારી સેવા બજાવી છે. માટે આ વખતને ખાસ મ્હારા પર દયા લાવી તેમને ક્ષમા અપાયતો ઉચિત. કારણ કે તેઓ થયેલી ભુલ માટે હવે બહુ પસ્તાય છે. માટે આટલી મ્હારી વિનંતિ સ્વીકારો.'

' રૂપવતિનું આ પ્રમાણે બોલવું સાંભળી વીરસિંહે ઉત્તર આપ્યો પ્રિયા ! હું કોઇ પણ દીવસે કાયદાનું ઉલંઘન કરતો નથી. ગુન્હામાં આવેલો પુરૂષ ચહાયતો મ્હારો ગમે તેવો સંબંધી સ્નેહીહોય તો પણ હું તેને ક્ષમા આપતો નથી. માટે આવી બાબતમાં તમારે આડા આ-વવું યોગ્ય નથી. '

રૂપવતિયે કહ્યું—આપના અદલ ઇનસાફથી હું ઘણી ખુશી છું પરંતુ કીશોરસિહનો ગુન્હો એવો ભારે નથી વળી તેણે આપના ઉપર મહાન ઉપકાર કર્યો છે. આપને જો સ્મરણ હોય તો જ્યારે. જ્યારે હું ( પરણ્યા અગાઉ ) આપના અવગુણ ગાતી ત્યારે તેજ આપનો પક્ષકાર થઇ આપની નેક મૈત્રીની ફરજ અદા કરતો અને

આપણી પ્રીતિ દ્રઢ થાય તેના ચાંપતા ઉપાય અમલમાં લેતો, તે બિના આ વખતે આપતે ભુલી જવી ન જોઇયે. તેને તેનો બદલો વાળવાનો આ પ્રસંગ છે. વળી કીશોરસિહથી આ પ્રથમજ ગુન્હો થઇ ગયો છે માટે પહેલી વખતના માટે આપે દયા કરી તેને ક્ષમા આપવી જોઇએ. '

આ સાંભળી વીરસિહે કહ્યું—પ્રિયા ! આપનો આટલો આગ્રહ છે તો હું કીશોરસિહને ક્ષમા આપીશ પરંતુ ગુન્હેગારને તત્કાળ તેના ગુન્હાની ક્ષમા આપવી એ યોગ્ય ગણાય નહિ માટે થોડા દિવસ બાદ હું તેને તેની અસલની જગો આપીશ. '

એક દિવસ એવું બન્યું કે કિશોરસિહ રૂપવતીના ખાનગીઓરડા માંથી બહાર નીકળતો હતો તેવાજ તેની સામા વીરસિહઅને ગુમાનસિંહ મળ્યા. આ જોઇ ગુમાનસિહ ધીમે અવાજે બોલ્યો આતો યોગ્ય ન કહેવાય ' સેનાપતિ સાહેબ તદ્દન વિશ્વાસુ અને ભોળા છે વિરસીહને કાને આ શબ્દો પડયા પરંતુ તે વખતે તેણે તે પર લક્ષ્ય આપ્યું નહી, પરંતુ તે જ્યારે પોતાની પત્નીથી કેટલીક વાત ચીત કરી જૂદો પડયો ત્યારે તેણે ગુમાનસીહને પાસે બોલાવી પૂછ્યું ગુમાનસીહ ! આપણે જ્યારે મ્હારી પ્રીયાના ખાનગી ઓરડામાં પ્રવેશતા હતા અને કીશોરસીહ આપણુને સામો મળ્યો હતો ત્યારે તમે ધીમે સાદે શું બોલ્યા હતા તે જરા ફરીથી કહો ગુમાનસીહે ઉત્તર આપ્યો—' કંઇ નહી મ્હારા સરદાર ! એતો અમસ્તુંજ કાંઇ બોલાઇ ગયું હશે. વીરસીહે પૂછ્યું તો સત્ય કહો. એમ વાત ઉડાવે ચાલશે નહી. ' ગુમાનસીહે ગંભીર મુખ રાખી કહ્યું—' મ્હારા સરદાર ! આપ તદ્દન વિશ્વાસુ છો. સ્રીયોના ચરીત્ર કેવા હોય છે તે આપ

જાણો નહી. તેમજ પુરૂષો પણ કેવા મેલા મતના હોય છે તેનો હજુ આપને અનુભવ નથી. '

' શું મ્હારી સ્ત્રીમાં તમને દોષ માલુમ પડે છે અને કીશોરસિંહ મેલા મનનો માણુસ છે એમ કદિ હોયજ નહિ. '

' અરે મ્હારા સરદાર ! શુ ન હોય ? આપ એટલું વીચારતા નથી કે આપના પત્નિને વારંવાર કીશોરસિંહ કે જેને આપ હવે ચહાતા નથી વળી તે ગુન્હેગાર છે છતાં તેની સાથે એકાંત કરવાનું શું પ્રયોજન ! વળી આપ ઇનકાર જવા છતાં તેની પરવા ન રાખતાં કીશોરસિંહનો એટલો બધો પક્ષ કરવાનું શું કારણ ? એટલું તો આપ વિચારો. સ્ત્રીયોના છળ કપટની કોઇને ખબર ન પડે. વળી કીશોરસિંહ દારૂડીયો છે એ તો આપના જાણવામાં આવ્યું છે. માટે દારૂડીઆ સાથે એકાંતનું પરિણામ શું આવે એનો આપજ ખ્યાલ કરોને ? મ્હોટાની વળ કોઇ ન કરે બાકી અમારા જેવા બીજાને ત્યાં આમ હોય તો લોકો કયારનીયે વાતો કરવા લાગે. તો પણ મ્હારા સરદાર પકી ખાતરી કર્યા વગર એકાએક કોઇ પર દોષ મુકવો એ પણ યોગ્ય નથી. '

' ગુમાનસિંહ ! તમે મ્હને આ વાતથી ખરેખર સંદેહને હીંડોળેજ ચડાવ્યો. પરંતુ મ્હને તો ખાતરી છે કે મ્હારી રૂપવતિ એવી હોયજ નહિ તેમ કિશોરસિંહને પણ હું ઘણી મુદતથી કેળવું છું પછી તો કોણુ જાણે. ? '

' અરે મ્હારા સાહેબ ! એકાંતજ ભુંડી છે વળી રૂપવતિ કીશોરસિંહને કેટલે દરજ્જે ચાહે છે તેની ખાતરી કરવી હોય તે.

કીશોરસિંહને તેના ગુન્હાની માફી આપવાની વાત બંધ રાખો એટલે તરત જણાઇ આવશે વળી જેણે પિતાને પણ છેતરી તમારી સાથે લગ્ન કર્યાં તે પતિને પણ કેમ છેતરી ન શકે ? હું તો તે વખતે કીશોરસિંહ સાથે તેમની દૃષ્ટિ સંધાતાંજ પારખી ગયો હતો આમ પણ વિશેષ ખાતરી માટે જ્યારે તેઓ એકાંતમાં મળે ત્યારે ધ્યાન દઇ જો જો કે કીશોરસિંહ કેવા પ્યારથી અને નખરાંથી રૂપવતી સાથે વાતો કરે છે'

બસબસ ! ગુમાનસિંહ ! મ્હારે હવે તે સાંભળવું નથી. આ વાત સાંભળી મને અત્યંત દુઃખ થાય છે. એ દુઃખ આ બાબતની જ્યારે હું ખાતરી કરીશ ત્યારે જ ઓછું થશે.'

'પણ મારા સાહેબ ! પક્કી ખાતરી કર્યા વગર બીચારાં નિર્દોષ માર્યા ન જાય તે માટે સેવક નમ્રતા પૂર્વક ભલામણ કરે છે.' એટલું કહિ ગુમાનસિંહ ત્યાંથી વીદાય થયો અને મનમાં વિચારવા લાગ્યો કે બાજી ઠીક ગોઠવાઈ છે.

ગુમાન સિંહે ભેરવેલી આ વાર્તાથી વીરસિંહને અત્યંત દુઃખ થવા લાગ્યુ કોઇ પણ કાર્યમાં ત્હેનું ચિત્ત પરોવાયું નહિ. અને પથારીમાં પડ્યા પડ્યા આમ તેમ આળોટવા માંડ્યું. નિઃશ્વાસ પર નિઃશ્વાસ નીકળવા લાગ્યો. શું કરવું ? એ એકા એક સુઝયું નહિ. ગુમાનસિંહે જે વાત કહી તે શું સત્ય હશે ? એ વિચારથી તેમુઝાવા લાગ્યો. અરરર ! રૂપવતિ શું એવી હશે ! કીશોરસિંહ બદચાલનો હશે ? કે ગુમાનસિંહ ભુલ કરતો હશે ? એના તર્ક વિતર્કમાં તે ગુંચવાઈ ગયો તેનું અંતઃકરણ ચીરાવા લાગ્યું. એક બહાદુરવીર યોદ્ધો તે અસાર ગરીબ રાંક જેવો થઇ ગયો. તેનો લડાયક જુસ્સો તદન

શમી ગયો શસ્ત્ર સજવાનો તેનો ઉમંગ ભંગ થઇ ગયો. ઘડીમાં તે પોતાની પત્નિનો પક્ષકાર થઇને તેને શુદ્ધ માનતો તો ઘડીમાં તે ગુમાનસિંહને સાચો અને પ્રમાણિક માનતો અરરર ! જો મ્હારી પત્નિ દુષિત હોયતો આખા સ્ત્રી સમાજનેજ ધિક્કાર છે. આ પ્રમાણે તે અનેક દુઃખી તર્ક વિતર્કોમાં આખી રાત્રી ગુજારી. તેને દારૂ અ-ફીણુ આદિ માદક પદાર્થોના સેવનથી પણુ નિદ્રા આવી નહિ.

પ્રાતઃકાળ થયો. ગુમાનસિંહ આવી તેને મળ્યો. વીરસિંહે તેના પર ગુસ્સે થઇ કહ્યું—ગુમાનસિંહ ! તમે મ્હારૂં મન ખરેખર ઉદ્દવેગમાં નાંખ્યું છે. મ્હને તમે જે વાત કહી છે તે પુરવાર કરી આપો, નહિ તો તમને હું ઘટતી શિક્ષાયે પહોંચાડીશ.

આથી ગુમાનસિંહ બહુ ગભરાયો અને પોતાના સરદારના કોપમાંથી કેવી રીતે મુક્ત થવું તેના વિચારમાં પડયો. આખરે તેણે વિચાર કરી ઉત્તર આપ્યો.

' મ્હેં આપને જે વાત કહી છે તે તદન સાચીજ છે તેના પુરાવા તરીકે આપે જે આપનો હાથરૂમાલ પ્રેમની નીશાની તરીકે આપની પત્નિને આપ્યો છે તે હાથ રૂમાલ વડે મ્હેં જાતે કીશોર સિંહને પોતાનું મુખ સ્વચ્છ કરતાં જોયો છે. તે વાતની આપને ખાતરી કરવી હોય તો બેશક કરી જો જો. '

' જો એમજ હોય તો તમારી વાત સાચી છે અને તમે ગુન્હાથી મુક્ત છો અને રૂપવતિ તથા કીશોરસિંહ બેઉ નીચ છે પાપી છે ગુન્હેગાર છે અને તેમનુ વેર હું ભયંકર રીતે લઇશ એ નક્કી સમજજો, અને જો તેમ નહીં હોય તો હું તમને મહા ભયં

કર સજાને પહોંચાડીશ.'— કીશોરસિંહના હાથમાં પોતાની પત્નીનો રૂમાલ કેવી રીતે આવ્યો તેનો પુરો તપાસ કર્યા વગર તેમને મોતની શિક્ષાયે.પહોંચાડવા વીરસિંહે ઠરાવ કર્યો. ગુમાનસિંહે તે રૂમાલ પોતાની સ્ત્રીને આડુંઅવળું સમજાવી રૂપવતિને ત્યાંથી ચોરી મંગાવ્યો હતો એવું સમજાવીને કે તેને એવો બીજો રૂમાલ રૂમાલ ભરાવવો છે. એજ રૂમાલ ગુમાનસિંહે કીશોરસિંહના જવા આવવાના માર્ગમાં નાંખ્યો હતો અને ગુમાનસિંહે તે રૂમાલવડેજ તેને પોતાનું મુખ સ્વચ્છ કરતાં જોયો હતો.

આ પ્રમાણે ધાતકી હૃદયના ગુમાનસિંહે, વીરસિંહ કીશોરસિંહ અને રૂપવતિ ત્રણેનો એકી વખતે વિનાશ કરવા તર્કટીબાજી ગોઠવી.

પછી વીરસિંહ ક્રોધાવેશમાં પોતાની સ્ત્રી રૂપવતિના ઓરડામાં ગયો અને પોતાનું માથુ દુઃખે છે એમ કહી તેણે પ્રેમની નીશાની તરીકે આપેલો રૂમાલ માગ્યો. રૂપવતિયે નમનતાઇથી વિનંતી કરી— 'પ્રાણનાથ ! એ રૂમાલનો તપાસ કરતાં હાથ આવતો નથી. કોઇ ચોરી ગયું હોય એમ જણાય છે.'

'કોઇ ચોરી ગયું છે કે તમે કોઇને પ્રેમમાં બક્ષીસ કર્યો છે ?

'નાથ ! આપ આ શું બોલો છો ? તમારા સિવાય બીજો કયો પ્રેમી છે કે જેને હું આપની પ્રેમનીશાની પણ આપી દઉં.'

'ત્યારે રૂમાલ લાવો. મ્હારી પ્રેમની નીશાની તમે એવી રીતે રાખોજ નહિ કે જે ચોરાઈ જાય !

'ત્યારે શું હું આપની આગળ જુઠું બોલું છું ?

'રૂમાલ આવેથી સાચ જુઠની પરીક્ષા થઇ જશે '

'ચોરાઇ ગયેલો રૂમાલ પ્રાણનાથ ! હું ક્યાંથી લાવું ? કીશોરસિંહને મારી અપાવવા માટે આપને મ્હેં બહુ આગ્રહથી કહ્યું તે માટેજ આપે આ યુક્તિ રચી હશે.'

હજુ પણ કીશોરસિંહનો પક્ષ વિશેષ ખેંચવાથી, અને ગુમાનસિંહના પુરેપુરા ભમાવવાથી તેને સંપૂર્ણ ખાતરી થઇ કે રૂપવતિ ભ્રષ્ટજ છે તેથી તેણે અસંત ક્રોધાતુર થઇ કહ્યું—

'નીચ ! કષ્ટા ! વ્યભિચારીણી ! ધિઃક્કાર છે ત્હને ! જેટલા પ્રેમ વિશ્વાસ અને શ્રદ્ધાથી હું ત્હને ચાહતો હતો તેનો ત્હેં દુરૂપયોગજ કર્યો.'

'અરરરર ! નાથ ! હું વ્યભિચારિણી ! આજ આપનું મગજ આમ કોણે ખેસવ્યું છે ?'

'ત્હારા નીચ કર્મોએ ?'

'અરરરર ! મ્હારાં નીચ કર્મોએ ? આ અવતારે તો હજુસુધી મ્હેં એવું અન્યાયી પગલું કદી પણ ભર્યું નથી, ભરનાર પણ નથી.'

'ચુપ કર ત્હારી બધી ચાતુરી ! વ્યભિચારિણી ત્હારૂં સઘળું છળકપટ મ્હારા જાણવામાં આવી ગયું છે ?'

'નાથ ! વિના વાંકે આ અબળાપર ત્રાસજનક આરોપ ના મુકો. અરરર ! હું વ્યભિચારિણી ! જુલમ જુલમ ! નાથ ! દયા કરી જરા કહેશો કે મ્હેં કોની સાથે વ્યભિચાર કર્યો છે ?'

'હજુ તો કોની સાથે? જેને તેં પ્રેમથી રૂમાલ આપ્યો હશે તેની સાથે.'

'રૂમાલ તો ચોરાયો છે મ્હેં કોઇને આપ્યો નથી.'

'બીજી કોઇ ચીજ ન ચોરાઇ અને રૂમાલજ ચોરાવાનું શું કારણુ! બસબસ! હવે ત્હારૂં કપટ કાંઇપણુ ચાલવાનું નથી. વ્યભિચારિણી! પાપિણી! તું હવે સત્વર આ સમશેરનો ભોગ થા.' એમ કહી તેણે મ્યાનમાંથી તરવાર કાઢી રૂપવતિના કોમળ મસ્તિક પર ઉગામી.

'નાથ! વિના અપરાધે મ્હને શાસારૂ મારો છો? મ્હેં કોની સાથે વ્યભિચાર કર્યો છે?

'કોની સાથે? કીશોરસિંહ સાથે.

અરરરર! એ નિર્દોષ પવિત્ર પુરૂષપર ખોટો આરોપ!

'હજુ તો પવિત્ર પુરૂષ? કેટલો પ્રેમ? દુષ્ટા! લે ત્હારા નીચ કર્મોનો બદલો. એમ કહિ તેણે તરવારવતી રૂપવતિનું શિષ ઉડાવીદીધું.

વાચક! મરતી વખતના રૂપવતિના છેલ્લા શબ્દો આજ હતા વ્હાલા! જાઉં છું કૃપા રાખજો! સત્ત્વવાત આખરે પ્રકાશમાં આવતાં આપને બહુ ખેદ થશે, પરંતુ જેવું સાહસ કર્યું તેવું ફરીવાર કરતા નહિ એટલું પણ આ પાપીણીનું કહ્યું માનજો.—આટલું બોલતાંજ તેના પ્રાણ વિદાય થઇ ગયા.

આ શબ્દોયે જેવું વીરસિંહનું અંતઃકરણ નરમ કરવા માંડયું હતું તેવોજ ઘાયલ થયેલો કીશોરસિંહ ત્યાં આવી પહોંચ્યો. કી-

શોરસિંહને મારી નાંખવા માટે ગુમાનસિંહે એક મારાને મોકલ્યો હતો પણ તે મારો કીશોરસિંહને મારી નાંખવામાં ફતેહ પામ્યો નહતો માત્ર તેને જખમી કર્યો હતો. પોતાનું પાપ પ્રગટ થશે એવી ધાસ્તીથી ગુમાનસિંહે તે મારાને મારી નાંખ્યો. તે મારાના ગજ-વાથી ગુમાનસિંહના કાવતરાના કેટલાક કાગળો કીશોરસિંહે પક-ડાવ્યા, અને કીશોરસિંહની નિર્દોષતા જાહેર થઇ. તે વીરસિંહ પાસે માફી માગવા લાગ્યો અને એવો મ્હારાથી શો આપનો અ-પરાધ થયો છે કે જેથી આપે મ્હને મારી નખાવવા ગુમાનસિંહને આજ્ઞા કરી. તે વિશે પૂછ્યું.

કીશોરસિંહે રજુ કરેલા કાગળો સઘળા વીરસિંહે જોયા અને રૂપવતિ તથા કીશોરસિંહ તદન નિર્દોષ છે એમ ત્હેને સ્પષ્ટ જણાયું આથી તેનું હૃદય ચીરાવા લાગ્યું.

'અરરરર! દુષ્ટ પાપી ચંડાળ વીરસિંહ! જુલમ કર્યો! અરરરર! મ્હારી નિર્દોષ રૂપવતિનો હુંજ પ્રાણઘાતક! અરરર! તેના મરણ વખતના છેલ્લા શબ્દો મ્હારૂં હૃદય વીંધી નાંખે છે! પ્રિયા! શોચ કરીશ નહિ. તેનું વૈર આ ત્હારો વીરસિંહ કદી પણ લીધા વગર રહેનાર નથી'—એમ કહેતાંજ તેણે કમરમાં ખોસેલી કટારવતી પોતાનું ગળું વીંધી નાખતાં બોલ્યો.

'વ્હાલી! ફીકર કરશો નહીં. હું પણ આપની સેવામાં આપની સાથેજ છું' એટલું બોલતાંજ તેનો પ્રાણ પ્રિયાના પ્રાણ સાથે ક્ષમા માગતો જોડાઇ ગયો, અને તેનું શબ પ્રિયાની પથારીમાં જઇ પડ્યું.

આ અવિચારી ત્રાસજનક બનાવથી સર્વત્ર હાહાકાર થઇ રહ્યો, બેઉના શબોને સાથેજ અગ્નિદાહ દેવામાં આવ્યો અને આ દુઃખદ સમાચાર રણજીતપુર પહોંચતાંજ ત્યાંથી સેનાપતિની જગોએ બીજો અમીર આવ્યો તેણે નાસી ગયેલા ગુમાનસિંહને પકડાવી ફાંસીએ લટકાવ્યો.

સર્વના મુખથી રૂપવતિના શુદ્ધ પ્રેમની પ્રસંશા થવા લાગી, અને વીરસિંહની બહાદુરીના વખાણ થવા લાગ્યાં. કેટલાક તેના અવિચારી કૃત્યથી અને ભોળા સ્વભાવથી તેની નિંદા પણ કરતા. કીશોરસિંહ પણ પોતાના મિત્ર પાછળ થોડાજ દીવસમાંમરણપામ્યો.



# માણેકલાલ અને રતનલાલ બે ભાઈયોની રમુજી વારતા.

## હસાહસનો આબેહુબ ચિતાર.

રૂપનગરની બજાર વચ્ચે લોકોની ખુબ મેદની (ઠઠ) જામી હતી. એક નવા આવેલા મુસાફરને સીપાઇયો વિના અપરાધે દરબારમાં લઇ જતા હતા તેથી લોકોની દ્રષ્ટિ તે નિરપરાધી મુસાફર તરફ દયાથી દ્રવતી હતી. છતાં સરકારી અમલદાર આગળ બીચારી રંક પ્રજાનું શું જોર? તેથી સઘળા લોકો તે નિરપરાધી મુસાફરને દરબારમાં લઈ જતો માત્ર દયા ભરી દ્રષ્ટીયે ટગમગ જોઇજ રહ્યા.

આ ભલો મુસાફર કનકપુરનો રહીશ હતો. તેનું નામ નેમલાલ હતું. કનકપુરના રાજા અને આ રૂપનગરના રાજા વચ્ચે જેવો ઉંદર અને બીલાડી વચ્ચે ગાઢ સંબંધ હોય છે તેવો-ગાઢ સંબંધ અર્થાત્ બારમો ચંદ્ર હતો. કનકપુરના પ્રથમના રાજાએ રૂપનગરનો પ્રથમના કોઈ કુમારનો ઘાત કર્યો હશે તેથી તે વૈર વંશપરંપરાથી ચાલતું આવેલું હતું અને તે હાલના રાજાના હૃદયમાં પણ હતું, તેથી તેણે એવો ધારો બાંધ્યો હતો કે—કનકપુરનો કોઇ પણ રહીશ આ શહેરમાં દ્રષ્ટિગોચર થાય તો તેને ગરદન મારવો અથવા તો તેની પાસેથી હઝાર રૂપીયા દંડ લેઇ તેમને છોડી મુકવો.

આ ક્રુર ધારાને ભોગ આ કનકપુર વાસી ભલો મુસાફર થઇ પડ્યો એનું નામ નેમલાલ હતું તેની ઉમર લગભગ પચાસ વરસની હતી તેની બોલી અને સ્વાંગ ઉપરથી તે કનકપુરનો વાસી હશે એમ સીપાઇયોએ અનુમાન કર્યું હતું અને તેથીજ તેને દરબારમાં લઈ જતા હતા. તેના ચહેરાપર ઉદાસીનતાનો ભાસ સ્પષ્ટ જણાઇ આવતો હતો પણ તેનું કારણ પોતાને વિના અપરાધ સીપાઇયો દરબારમાં લઇ જાય છે–તે નહોતું પરંતુ કાંઇ બીજુંજ હતું.

સીપાઇયોએ આપણા મીસ્તર નેમલાલને રાજા આગળ ખડા કર્યા. રાજાએ કહ્યું—અરે ભલા મુસાફર ! તને ખબર નથી કે અહિ એવો ધારો બાંધેલો છે કે કનકપુરનો કોઈ પણ વતની આવે તો તેને ગરદન મારવો છતાં તું અહિં કેમ આવ્યો ? તું કોણ છે અને શાકાર્ય અર્થે ત્હારે અહિ આવવું પડયું એ વિશે સઘળી હકીકત જાહેર કર. મ્હને ત્હારાપર દયા આવે છે તેથી જો તું દંડના રૂપીયા આપશે તો તને સજાથી મુક્ત કરવામાં આવશે.

આ સાંભળી મી. નેમલાલે નમ્રતા પૂર્વક અરજ કરી કે હે રૂપનગરના મહારાજ શ્રી ! મ્હને દુઃખના એટલા બધા સંસ્કાર થયા છે કે મોત ભેટવા આવે તો પણ મ્હને એની બીક નથી. મ્હારે મન સુખ અને દુઃખ બન્ને સમાનજ છે. તમે મ્હને સખ્ત કેદખાનાની કે મોતની શિક્ષા ફરમાવો તો તે દુઃખ કરતાં પણ એક મહાન દુઃખ મ્હને નિરંતર સાલ્યાં કરે છે. હું કોણ છું અને અહીં મારૂં શાથી આવવું થયું છે એ હકીકત જાણવા આપે જીજ્ઞાસા બતાવી છે તો આપ સાંભળો હું મ્હારી હકીકત આપને નિવેદન કરૂં છું.

કનકપુરનો હું વ્યાપારી છું મ્હારૂં નામ નેમલાલ છે. મ્હારે એક સુશીલ પત્નિ છે વ્યાપાર કાર્ય પ્રસંગને લઇને મ્હારે રામપુર જવું પડયું. ત્યાં મ્હારે વિશેષ સમય રોકાવાનો પ્રસંગ આવવાથી મ્હેં મ્હારી સ્ત્રીને ત્યાં તેડાવી લીધી. અમો ત્યાં સુખશાંતિમાં દિન ગુજર કરવા લાગ્યા, અને અમારા વ્યાપાર કાર્યમાં પણ અમને સારો લાભ મળ્યો. થોડાક સમય પછી મ્હારી સ્ત્રીને ગર્ભ રહ્યો અને બે સુંદર બાળકોનો જન્મ આપ્યો. આ બેઉ ભાઇયો રૂપમાં આકૃતિ અને કાંતિમાં એવા તો એક બીજાથી મળતા હતા કે ગમે તેવા હોંશીયારથી પણ તેમની ઓળખમાં ભુલ થયા વિના રહે નહીં. આ બેઉ ભાઇયોમાં મ્હોટાનું નામ માણેકલાલ અને ન્હાના-નું નામ રતનલાલ પાડયું હતું.

અમારી પડોશમાં એક મજુર રહેતો હતો તેની સ્ત્રીયે પણ તે વખતે બે બાળકોને જન્મ આપ્યો તે બે બાળકો પણ આકૃતિમાં એક બીજાથી એટલા બધા મળતા આવતા હતા કે ગમે તે મા-ણુસથી ભુલ થઇજ જાય. આ બે બાળકોમાં મોટાનું નામ ભીમો તથા નાનાનું નામ રામો પાડયું હતું. મજુરની ગરીબ સ્થિતિ હો-વાથી તેના બે બાળકોને મારા બે પુત્રોની પાસે નોકર રાખવાને મેં લઇ લીધા અને તેમને તેમની સાથે ઉછેર્યા.

કેટલોક કાળ વીત્યાબાદ અમારી સ્વદેશ ફરવા તરફ ઇચ્છા થવાથી અમે વહાણમાં બેઠા. મજુરના બે પુત્રોને પણ અમારી સાથે લીધા. આગળ ચાલતાં દરીયામાં ભારે તોફાન જાગતાં અમે સર્વ ફીકરમાં પડયાં. ખલાસીયોએ વહાણની સલામતી માટે જેટલો બની શકે તેટલો યત્ન કર્યો, પરંતુ જ્યારે તેમને બચાવની કાંઇપણ પ્રકા-

રની આશા ન જણાઇ ત્યારે તેઓએ અમને વહાણમાં પડતા મૂકી એક નજીકના મછવામાં તેઓ કુદી પડયા. આ ભયંકર તોફાનથી અને ખલાસીયોના પણ જતા રહેવાથી મ્હારી સ્ત્રી ઘણું રૂદન કરવા લાગી. તેને રડતી જોઈ મ્હારા પુત્રો પણ વગર સમજે રડવા લાગ્યા. હું જો કે મોતથી ડરતો નહોતો પરંતુ મ્હારી સ્ત્રીની અને મ્હારા પુત્રોની આવી દયાજનક સ્થિતિ જોઇ મ્હારા મનને પણ બહુ લાગી આવ્યું, અને હું તેમની સહીસલામતની માટે અનેક ઉપાયો શોધવા લાગ્યો આખરે મ્હને એક યુક્તિ સુઝી આવી. એક ડોળ કાઠીની એક છેડે મ્હારા વડા પુત્ર માણેકલાલ અને બીજે છેડે મજુરના છોકરા ભીમાને મ્હેં બાંધ્યો તેમજ બીજી ડોળ કાઠીને એક છેડે મ્હારા નાના પુત્ર રતનચંદને અને બીજે છેડે મજુરના બીજા છોકરા રામાને બાંધ્યો. એક ડોળ કાઠીની સંભાળ મારી સ્ત્રીને રાખવા મ્હેં કહ્યું અને બીજી ડોળ કાઠીની સંભાળ મેં રાખી. થોડીવાર પછી અમારૂં વહાણ એક ખડક સાથે અથડાતાં ભાગી ગયું, અને અમો દરીયામાં પડયા. એક ડોળ કાઠીની મ્હેં મારા શરીરે બાંધી હતી અને બીજીને મ્હારી સ્ત્રીના શરીરે મ્હેં બાંધી હતી. દરીયામાં ભારે તોફાન ચાલવાથી હું અને મ્હારી સ્ત્રી નોખાં પડી ગયાં. મ્હારી નજર મ્હારી સ્ત્રીની પાછળ હતી આખરે તેણીને ડોળ કાઠી સહિત એક મછીમારે પોતાના મછવામાં સહીસલામત લીધેલી મ્હેં જોઈ તેથી મ્હને આનંદ થયો. હું પણ મહા મુશીબતે દરીયા કીનારે પહોંચ્યો એટલામાં કેટલાક ખલાસીયોએ અમને તેમના મછવામાં લઇ લીધા અને અમને માન સાથે દરીયા કીનારે ઉતાર્યા ત્યાં અમારી કેટલીક સારવાર કરી. પછી

અમો ત્યાંથી નજીકના હરીપુર શહેરમાં ગયા ત્યાં અમે કેટલીક મુ-
દત રહ્યા.

મ્હારા વડા પુત્ર માણેકલાલને, પોતાની માતાને તથા નાના
ભાઇને મળવાની ઘણી ઉમેદ હતી તેથી તે રાત દિવસ તેમના વિ-
યોગમાં દુઃખી થવા લાગ્યો. મ્હને પણ મ્હારી સ્ત્રી અને નાના પુ-
ત્રના જુદા પડવાથી બહુ ખેદ થવા લાગ્યો.

એક દીવસ મ્હારા પુત્રે મ્હને નમનતાઇથી કહ્યું—પિતાશ્રી !
આપને તો કાંઇ વિશેષ દુઃખ નહિ થતુ હોય પરંતુ મ્હને તો હર-
ઘડી મ્હારાં માતુશ્રી તથા ભાઇ યાદ આવે છે માટે મ્હને રજા
આપો તો હું તેમનો ગમે ત્યાંથી શોધ કરી લાવું. મારો નોકર
ભીમો પણ તેના ભાઇ રામાને મળવા બહુ ઇંતેજાર છે માટે અમને
બેઉને શોધ માટે જવા રજા આપો.

પુત્રનું આ પ્રમાણે કહેવું સાંભળી જો કે મ્હને પણ મ્હારી
સ્ત્રીને અને પુત્રને મળવાની તીવ્ર ઇચ્છા હતી પરંતુ તેની શોધમાં
મોકલતાં મોટો પુત્ર છે તે પણ વખતે ગુમ થાય તો પછી મારા
દુઃખનો પાર રહે નહીં અને કોઇપણ પ્રકારનો દીલાસો રહે નહીં.
આમ છતાં જ્યારે મેં મ્હારા પુત્રનો અત્યાગ્રહ જોયો ત્યારે મેં
તેને નાખુશીથી રજા આપી અને તે તથા તેનો નોકર જુદાં પડયા.

નામદાર સાહેબ ! તેઓ મ્હારાથી જુદા પડયાને પણ લગભગ
પાંચ છ વરસ વ્યતીત થઈ ગયાં. હું તેમની દરેક શહેરે શોધ ક-
રતો કરતો આ શહેરમાં આવી ચડયો, અને આપના ધારાને ભોગ
થઇ પડયો છું. મ્હારી સ્ત્રી અને પુત્રોના વિયોગના દુઃખે કરી આ

સંસારથી હું તદન કંટાળી ગયો છું. મ્હને જીવવાપર રૂચી નથી. આપ જે મને શીક્ષા ફરમાવશો તે હું શીરપર ચડાવીશ. મ્હારા પુત્રોના વીયોગ દુઃખ કરતાં મ્હને મરણુ દુઃખ વિશેષ આકરૂં લાગતું નથી.

આ પ્રમાણે જ્યારે રાજાએ તે મુસાફરનો દુઃખી વૃત્તાંત સાંભળ્યો અને તેથી તેને તેનાપર દયા આવી, પરંત પોતેજ બાંધેલો ધારો તોડાય નહીં તેથી નિરૂપાય બની તેણે તે મુસાફરને કહ્યું.—

'અરે કનકપુરના રહીશ ! મ્હને ત્હારો દુઃખી વૃત્તાંત સાંભળી ત્હારાપર દયા આવે છે તેથી હું તને આજ છુટો કરૂં છું તે એવી શરતથી કે ત્હારે દંડ ભરવાની હજાર રૂપીયાની રકમ ચોવીસ કલાકની અંદર મેળવવી અને જો તેમ નહીં બને તો તે વખત વીતી ગયે ત્હને મોતની શિક્ષા ફરમાવવામાં આવશે.

રૂપનગરમાં કોઈ પણ હજાર રૂપીઆની રકમ દંડની આપે તેવી આપણા ભલા મુસાફર નેમલાલને આશા નહોતી તેથી નિરાશાએ તે દરોગા સાથે શહેરમાં સર્વ સ્થળોએ ફરતો હતો. પરંતુ સારાભાગ્યે નેમલાલ જે દીવસે રૂપનગરમાં આવ્યો હતો તેજ દીવસે તેનો મ્હોટો પુત્ર માણેકલાલ પણ નોકર ભીમા સાથે માતાની અને નાના ભાઈની સોધમાં ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો હતો.

આ પ્રમાણે જ્યારે તે માણેકલાલ પોતાની માતા અને ભાઇને શોધતો શહેરમાં આમ તેમ ફરતો હતો તેને એક ભલો વૃદ્ધ પુરૂષ મળ્યો અને તેને સૂચના આપી કે—'હે ભલા માણુસ ! જેમ બને તેમ તું આ શહેર છોડી ચાલ્યો જા નહીં તો કનકપુરના એક

વૃદ્ધ વેપારી જેવા ત્હારા હાલ પણ થશે. કારણકે ત્હારા પણ પોશાક ઉપરથી તું કનકપુરનો રહીશ લાગે છે.'

'પોતાનો એક સ્વદેશી ભયંકર દશામાં છે'—એ સાંભળી ખેદ થયો અને તેને ક્યાં મળવું અને તેને શી રીતે બચાવવો તેના વિચારમાં પડયો.

નેમલાલનો ન્હાનો પુત્ર રતનલાલ પણ આ વખતે અહિંજ રહેતો હતો. જે વારે મછીમારોએ તેને અને તેની માતાને ઉચકી મછવામાં લઇ લીધાં હતાં તે વારે મછીમારોએ આ રતનચંદને આ રૂપનગર શહેરના રાજાને ત્યાં વેચાતો આપ્યો. રાજાને આ રતનલાલ બહુજ પ્રિય થઈ પડયો. એ ત્રણ લડાઇમાં પણ રાજા સાથે રહીને તેણે ફતેહ મેળવેલી તેથી રાજા તેનાપર પ્રસન્ન થઇને એક શ્રીમંત વેપારીની પુત્રી મણી સાથે તેને પરણાવ્યો, અને લશ્કરમાં મોટા અમલદારની જગો આપી. આ વખતે તેનો નોકર રામો પણ તેની સાથેજ હતો. રતનચંદની એવી સારી સ્થિતિ હતી કે જો તે પોતાના પિતાને ઓળખે તો તુરતજ સહેજમાં હજાર રૂપીયા દંડના આપી છોડવી શકે પરંતુ તે બાલ્યાવસ્થાથીજ પિતાથી જુદો પડયો હતો તેમ તે નવીન આવેલો મુસાફર તેનો પિતાજ છે એવું તેના જાણવામાં નહોતું. તે તો પોતાની સ્ત્રી મણી સાથે સુખમાં દિવસ નિર્ગમન કરતો હતો.

મી. માણેકલાલને જ્યારે તે ભલા માણુસ તરફથી સલાહ મળી કે—તે કનકપુરનો રહેવાસી છે એવી બીના કોઈ આગળ ન કહેવી અને જેમ બને તેમ આ શહેર છોડી ચાલ્યા જવું—એવી

મુલાકાત મળ્યા બાદ તે ભલા માણસથી જુદો પડયો. પછી તેણે પોતાના નોકર ભીમાને કેટલાક પૈસા આપી પોતાને મુકામે કે જ્યાં તે ઉતર્યો હતો ત્યાં તપાસ રાખવા મોકલ્યો, અને પોતે શહેરની શોભા જોવા ચાલ્યો.

માણેકલાલનો પોતાના નોકર ભીમા સાથે એટલો જીવ મળી ગયો હતો કે તેઓ એક બીજા સાથે પ્રેમથી વર્ત્તતા અને પ્રસંગે પ્રસંગે ભીમો પોતાના શેઠને કેટલીક હાસ્યજનક વાતો અને મશ્કરીથી ખુશ કરતો.

જ્યારે માણેકલાલ શહેરની શોભા જોતો પોતાની માતા અને ભાઇની શોધમાં શહેરમાં ફરતો હતો તે વારે તેને પોતાના નાના ભાઇ રતનલાલનો નોકર રામો મળ્યો. માણેકલાલ અને તેના નાના ભાઈ રતનલાલની એક સરખીજ આકૃતિ હતી તેથી રામાએ ભુલ ખાપ ખાઇ માણેકલાલને પોતાનો શેઠ જાણી તેને કહ્યું—સાહેબ ! આપને બહુવાર થઈ અને મ્હારાં શેઠાણી અને તેમનાં બ્હેન આપની રાહ જોઇનેજ બેસી રહ્યાં છે. રસોઇ તૈયાર થઈ ગઈ છે અને આપને જમવા સારૂ તેડે છે. માટે આપ જલદી ચાલો કારણકે વાર થશે તો રસોઇ થંડી થઈ જશે.

ભીમો અને બોલાવવા આવેલો રામો એ બે ભાઇઓની આકૃતિ પણ એક સરખીજ હોવાથી માણેકલાલે પણ તેને પોતાનો નોકર ભીમો ધારી કહ્યું—અરે મુર્ખ ! તું શું બકે છે ? આ મશ્કરીનો વખત છે. મેં તને પૈસા આપ્યા હતા ને તું ક્યાં મુકી આવ્યો અને મેં તને મુકામ સંભાળી ત્યાં બેસવા કહ્યું હતું અને

તું અહીં શા સારૂ આવ્યો ? માણેકલાલનું આ પ્રમાણે બોલવું સાંભળી રામાએ ઉત્તર આપ્યો—સાહેબ ! આપે મ્હને ક્યાર પૈસા આપ્યા છે. મ્હારાં શેઠાણી (આપના પત્નિએ) આપને જમવા તેડવા સારૂ મને તાકીદે મોકલ્યો છે માટે હવે વિલંબ ન કરો અને આપને જે વાત કરવી હોય તે ત્યાં કરજો.

આ પ્રમાણે રામાનું બોલવું સાંભળી માણેકલાલને ગુસ્સો ચડ્યો અને તે કહેવા લાગ્યો કે—મેં તને આટલી બધી છુટ આપી તેનો તું આવો ઉપયોગ કરે છે માટે બોલ મેં તને પૈસા આપ્યા તે તું કોને સોંપી આવ્યો છે, પરદેશમાં કયા અજાણ્યા માણસને તું મુકામ ભળાવી આવ્યો છે ?

રામાએ જવાબ આપ્યો—સાહેબ ! આપે મ્હને ક્યારે પૈસા આપ્યા છે ? મ્હારી શેઠાણીને વખતે આપ્યા હશે ! અને મારૂં નામ આપતા હશો. માણેકલાલે કહ્યું—તારી શેઠાણી કોણ ? રામાએ ઉત્તર આપ્યો—આપની પત્ની. માણેકલાલે કહ્યું—મૂર્ખ ! હું વળી ક્યારે પરણ્યો છું. હજુ પણ મશ્કરી કરવી બંધ કરતો નથી. અને વિશેષ છુટ લેતો જાય છે—એમ કહી માણેકલાલ રામાને મારવા લાગ્યો. રામો ત્યાંથી નાસી છુટી પોતાની શેઠાણી પાસે ગયો અને કહેવા લાગ્યો કે—શેઠ તો જમવા આવતા નથી અને મ્હને કહે છે કે હું પરણ્યોજ ક્યાં છું ? અને વળી મ્હારે પત્ની શી ! એમ કહી મ્હને ખુબ માર મારવા લાગ્યા તેથી હું નાશી આપની પાસે આવતો રહ્યો.

નોકરનું આ પ્રમાણે બોલવું સાંભળી માણેકલાલની પત્ની કે

જેનું નામ મણી હતું તે પોતાના પતિની આવી રીતભાત સાંભળી બહુ ખેદ કરવા લાગી અને પોતાની બ્હેનને કહેવા લાગી.—

પ્રિય બ્હેન! અરરર! શું કહું! તમારા બનેવી તરફ આટલો બધો પ્રેમ છતાં તેઓ મ્હારી તરફ છેક બેદરકારી રહે છે. અરરર પુરૂષોના હૃદયજ કઠોર! અવશ્ય તેઓ કોઇ અન્ય સ્ત્રી સાથે પ્રેમ પાસમાં સપડાયેલા હોવા જોઇએ. નહીં તો નોકરને આવો જવાબ આપેજ નહીં. વળી તેમણે કોઇ રખેલી સ્ત્રીયેજ તેમને ભંભેર્યા હશે તેથીજ તેમણે અત્રે જમવા આવવા ના પાડી અને નોકરને માર માર્યો. બ્હેન! શું કરવું! હવે તો સહન થતું નથી. આવા પતિને મારે કેવી રીતે સુધારવા! આવા પતિ જો ભાગ્યમાં નિર્માણ થનાર હતા તો હું પરણી ન હોત તો બહુ સારૂં થાત.

આ પ્રમાણે પોતાની બ્હેનના વચન સાંભળી તેણીયે તેને શાંત પાડી અને કહ્યું કે—મનુષ્યથી ભુલ થતી આવી છે માટે તું ખેદ કર નહીં. હશે, તેઓ જો ખોટે માર્ગે ચડયા હોય તો તેમને ત્હારે સમજાવી સારે માર્ગે ચડાવવા એ ત્હારી ફરજ છે કારણ કે જેની સાથે જન્મારાનો સંબંધ બંધાયો એ કાંઇ તોડવા ધારીયે તો તુટી શકે છે; માટે તું જાતેજ જઈ તેમને પ્રેમાળ વચનામૃતથી અહીં તેડી લાવ; એટલે આપણે બન્ને મળી તેમને સમજાવશું.

થોડીવાર પછી માણેકલાલ પોતાને મુકામે ગયો ત્યાં બીમો પૈસા સાચવીને બેઠો હતો તેને તે માર્ગમાં પોતાની મશ્કરી કરેલી તે માટે ઠપકો આપવા જતો હતો તેવામાં ત્યાં પોતાના નાનાભાઇ રતનલાલની સ્ત્રી મણી ત્યાં આવી પહોંચી અને વિનયપૂર્વક કહેવા લાગી.

નાથ ! મ્હારો શું અપરાધ થયો છે કે આપ છેક મ્હારા સ્નેહને વિસરી જઇ મારી નિર્દયતા રચો છો ? આપનું આ કુલીનપણું કહેવાય ? કહોને મેં કોઇ દિવસે આપની પ્રીતિનું અને આપની આજ્ઞાનું ઉલંઘન કર્યું છે ? આપજ છેક આમ હૃદય વિનાના થશો તો આ સંસારમાં મ્હારે આપનાથી અધિક હવે કોણ છે ? લગ્ન પ્રસંગે આપણા હસ્ત મેળાપ સમયે આપે અને મ્હેં સઘળા જન મંડળ સમક્ષ દેવોને વચમાં રાખી તમે અને મેં કેવી કેવી પ્રતિજ્ઞાઓ લીધી છે તેનું તો જરા સ્મરણ કરો. વિશેષ આપને શું કહું ? આપનું અંતઃકરણ ભોળું અને અમીર છે તેથી વખતે ભુલ થઇ ગઇ હોય તો હવે તે પ્રમાણે ન થવા ધ્યાનમાં રાખશો. મ્હારી બ્હેન સુશીલા પણ ક્યારની ત્યાં આવેલી છે અને તે પણ આપની રાહ જોઇ બેઠી છે માટે સત્વર જમવા પધારો સલુણા

આ પ્રમાણે પોતાના ભાઇની પત્નિનું બોલવું સાંભળી રતનલાલ કહેવા લાગ્યો—

સુંદરી હું પરણ્યોજ નથી તો મ્હારે પત્નિ ક્યાંથી હોય ! વળી હું બે કલાક થયાંજ આ શહેરમાં આવ્યો છું. આપ ભુલ કરતાં હશો, હું તમારો પતિ નથી. આ સાંભળી મણિ બોલી.—

પ્રિતમ ! હવે પતરાજી બધી જવા દો. સ્નેહ સાંકળને આપ તોડવા ધારો પણ મ્હારાથી તુટી શકે એમ છે ? પણ મ્હને તો લાગે છે કે આપ આ મ્હારી મશ્કરી કરો છો કે કાંતો પ્રેમની કસોટી કરો છો, હંસ ! ચાલો વ્હાલા ચંદ્ર ! આ ચકોરી આપના પ્રેમનીજ તરસી છે. શામાટે એને ટળવળાવો છો ? મ્હારા વ્હાલા

ચંદ્ર ! નહીં આવો તો પરાણે લઇ જઇશ. હાથ બે બાંધીને લઇ જઇશ એટલું મ્હારૂં આપનાપર જોર છે. ઇશ્વરે તમને મ્હને સોંપ્યા છે અને મ્હને તમને સોંપી છે. માટે સુંદર રસીયા ! સીધા સીધા પધારો પ્યારીના મ્હોલે નવ નવાં રસ ભર્યાં મીઠડાં ભોજન કરી જોય છે.

માણેકલાલે જાણ્યું કે ગયા વગર છુટકોજ નથી તેથી તે પોતાના ભાઇની પત્નિ સાથે તેમને ઘેર ગયો અને ત્યાં પોતાના ભાઇની પત્નિ મણી અને તેની સુશીલા સાથે અનેક પ્રેમ અને ઠપકા ભરી વાતો અચંબા સાથે સાંભળતો જમ્યો અને મનમાં વિચારવા લાગ્યો કે કાંતો હું સ્વપ્નમાં આ સ્ત્રી સાથે પરણ્યો હઇશ અગર તો આ બધું સ્વપ્નજ છે અને હું પણ સ્વપ્નમાંજ છું.

માણેકલાલનો નોકર ભીમો પણ સાથેજ હતો તેપણ એક કામ કરનારી સ્ત્રી કે જે તેને પતી પતી કહી વ્હાલ કરતી તેથી તે પણ અચંબામાં પડયો.

આ પ્રમાણે માણેકલાલ જ્યારે પોતાના ભાઇની પત્નિ ને ઘરે ભોજન જમી રહ્યો હતો તે વારે માણેકલાલ નો ભાઇ રતનલાલ કે જે મણી નો સાચો પતિ હતો તે તેના નોકર રામા સાથે પોતાને ઘેર જમવા સારૂ આવ્યો પરંતુ તે વખતે મકાનના દ્વાવર બંધ કરેલાં હતાં અને નોકરને આજ્ઞા આપી હતી કે કોઇ પણ આવેતો હાલ દરવાજો ખોલવો નહિ રતનલાલે આવી દરવાજાના કમાડ ઠોકવા માંડયા અને દરવાજો ખોલવા કહ્યું—ત્યારે નોકરે જવાબ દીધે કે હાલ દરવાજો ઉઘડશે નહિ. ત્યારે રતનલાલે કહ્યુંકે—એતો હું રતનલાલ છું દરવાજો ખોલ. નોકરે જવાબ દીધો શેઠતો ક્યારના આવી

છે અને શેઠાણીયે જમવા બેસાર્યા છે મને દરવાજે ઉભાડવા આ વખતે હુકમ નથી.

આ પ્રમાણે નોકરનો જવાબ સાંભળી અને પોતાની સ્ત્રી કોઇ બીજા પુરૂષ સાથે જમે છે એ જાણી બહુજ નારાજ થઇ રતનલાલ પોતાના નોકર રામા સાથે ત્યાંથી ચાલતો થયો અને મનમાં કહેવા લાગ્યો કે—સ્ત્રી જાતને ધિક્કાર છે। જયારે મ્હારી સાથે આ પ્રમાણે વર્તેછે માટે મ્હારે પણ કોઇ બીજી સ્ત્રી સાથે શા માટે પ્રેમ ન બાંધવો !

માણેકલાલ અને તેનો નોકર ભીમો જમી રહ્યા બાદ સુંદરીને સમજાવી ને બહાર ગયા માણેકલાલ થોડે આગળ ચાલ્યો ત્યાં તેને એક સોની ઝવેરી મળ્યો તેણે તેને રતનલાલ જાણી સલામ કરી કહ્યું કે—લ્યો સાહેબ આ મોતીની માળા. હું આપને ત્યાં આપવાજ આવતો હતો પરંતુ આપ સામાજ મળ્યા.

માણેકલાલે ઉત્તર આપ્યો—મેં મોતીની માળા લેવા કહ્યું નથી અને હું એ વિશે કંઇ જાણતો નથી માટે મારે તમારી મોતીની માળા ની જરૂર નથી.

આ સાંભળી ઝવેરીયે કહ્યું—આપ મોટા માણસ થઇ આમ કૂચું બોલો તે ઘટતું નથી કારણ કે આપના કહેવા મુજબ મેં મુંબઇથી આ માળા મંગાવી છે વળી આ માળાનું આ શહેરમાં કોઇ ગ્રાહક થાય તેમ પણ નથી તેથી પૈસા મારે શીર પડે એમ છે માટે આ માળા આપ લઇ જાઓ, એમ કહી ઝવેરીયે તે માળા માણેકલાલની ડોકમાં નાંખી અને ત્યાંથી ચાલતો થયો.

માણેકલાલ આથી બહુ ગભરાયો અને જ્યારથી તેણે આ શહેરમાં પગ મુક્યો ત્યારથી આવા નવા નવા હેરત પમાડે તેવા બનાવો બનતા જોઈ ને કોઇ મોટી જાદુઇ જાળમાં ફસાયો હોય તેમ જાણી બહુ ગભરાયો અને તેને ધાર્યું કે આ શહેર કોઇ જાદુ-ઈ કરામતથી ભરેલું છે માટે હવે આ શહેરમાં રહેવું એ જોખમ ભરેલું છે એમ વીચારી તેણે પોતાના નોકર ભીમાને કહ્યું કે તું જલદી આપણો સામાન તૈયાર કરી વાહાણ પર ચાલ હવે આ જાદુ-ઇ શહેરમાં વધારે રહેવામાં માલ નથી ભીમો પણ પોતાના શેઠની માફક આ શહેરના નવા નવા બનાવથી કંટાળ્યો હતો તેથી તેને કહ્યું—વારૂ સાહેબ ! મને પણ આ શહેર માંથી હવે કંટાળો આવ્યો છે, ખરે ખર આ શહેરના સર્વ માણુસો જાદુઇ વિદ્યાથી ભરેલાં છે, માટે જેમ બને તેમ હવે અહીથી કુચ કરી જવુંજ સારૂં છે.

જે ઝવેરીયે માણેકલાલને રતલાલ સમજીને મોતીની માળા આપી હતી તે ઝવેરીને એક વેપારીયે પોતાના નાણાં માટે પકડાવ્યો ઝવેરી પાસે તે વખતે નાણા ભરવા જેટલી પુરતી રકમ નહિ હોવા થી તે બહુ ગભરાયો અને વિચારવા લાગ્યો કે જો રતનલાલ મળે અને મે તેમને જે મોતીની માળા આપેલી છે તેની કીમતનાં નાણા જો તે અત્યારે આપે તો હું આ મારા કરજદારનું દેવું વાળી શકું એમધારીને રત્નલાલને શોધવા લાગ્યો. ભોગ જોગે રતનલાલ પણ તેને ત્યાં મળ્યો. તેને જોઈ તે ઝવેરીયે કહ્યું—મેહેરબાન સાહેબ ! કૃપા કરી મેં જે મોતીની માળા થોડા વખત પહેલાં આપને આપી છે તેની કીમતના નાણાં જો અત્યારે આપો તો હું આ કરજદારને આપી મુક્ત થાઉં નહિ તો આ અમલદાર મને કેદખાનામાં લઇ જશે

આ સાંભળી રતનલાલે કહ્યું—તમે મને મોતીની માળા ક્યારે આપી છે એ વિશે હું કશું જાણુતો નથી, મારાપર ખોટું આળ મુકવું એ તમારા જેવા શાહુકારને ઘટતું નથી.

માણેકલાલ અને તેનો ભાઇ રતનલાલ આકૃતિમાં એટલા બધા મળતા હતા કે ઝવેરીયે પણ ભુલ કરી માણેકલાલનેજ રતનલાલ સમજી તેને માળા આપી હતી. તેથી તે પોતાના મનથી સાચોજ હતો.

તેમ રતનલાલ પણ સત્યજ કહેતા હતો કારણ કે તેણે મોતીની માળા લીધી નહોતી પરંતુ માળા ઝવેરીયે રતનલાલના ગ-ળામાં નાંખી હતી. આથી ફરી બેઉ લડી પડયા." આખરે બેઉને પોલીસ અમલદા કેદખાને લઇ ગયો.

માણેકલાલનો નોકર ભીમો વહાણુપર સામાન ચડાવી પોતાના શેઠને બોલવા સારૂ જતો હતો ત્યાં રતનલાલની નજરે તે પડયો. રતનલાલે જાણ્યું કે આ મારો નોકર રામો છે અને ભીમાએ જાણ્યું કે આ મારો શેઠ માણેકલાલ છે. રતનલાલે કહ્યું— આપણા મુકામે જઇ તારી શેઠાણી મણીને જઇ કહે કે તમારા શેઠને હજાર રૂપીયા માટેપકડવામાં આવ્યા છે માટે હજાર રૂપીઆ આપો એટલે તેઓ કેદખાનામાંથી છુટે.

આ સાંભળી ભીમો પોતાન શેઠપર ગુસ્સે થતો મનમાં બડબ-ડવા લાગ્યો—શું મારા શેઠનું મગજ ફરી ગયું છે ઘડીમાં મને અ-હીંથી કુચ થવા આજ્ઞા કરે છે વળી ઘડીડીમાં જ્યાં પ્રથમ જાદુઇ જાળમાં ફસાયા હતા ત્યાં ફરીથી નાણું લેવા મોકલે છે. હશે. પણ આપણે નોકરે તો જેમ શેઠ હુકમ કરે તે પાળવોજ જોઇયે. હે ઇશ્વર

! હવે આ જાદુઇ નગરીમાંથી ક્યારે છુટશું એમ બોલતો મણી પાસે ગયો અને શેઠની કહેલી હકીકત તેણીને કહી સંભળાવી. મણીયે તુરત હજાર રૂપીયાની થેલી આપી તે લઇ તે પોતાના શેઠને આપવા ત્યાંથી રવાના થયા. જેવો તે આવતો હતો તેવો તેને તેનો ખરો શેઠ માણેકલાલ કે જેણે તેને વહાણુપર સામાન ચડાવવા મોકલ્યો હતો તે મળ્યો.

પોતાના શેઠને જોઇ ભીમો બોલ્યો—સાહેબ ! તમને અમલદાર કેદમાં લઇ જતા હતા અને ત્યાંથી તમે કેવી રીતે છૂટયા ? લ્યો તમે તમારા છુટકારા માટે આ હજાર રૂપીયા મંગાવ્યા હતા તે શેઠાણીયે મોકલાવ્યા છે—એમ કહી હજાર રૂપીયાની થેલી પોતાના શેઠ માણેકલાલને આપી.

મને અમલદા કેદખાનામાં લઇ જવો એ શું ? મેં પૈસા લેવા મોકલ્યો એ શું ? અને આ પૈસા લઇ આવ્યો એ શું ? અરરર જુલમ ! ખરેખર આનો કોઇ મહાભયકર આફતમાં સપડાયાજ છીયે ! ખરેખર આતો જાદુઇજ ચમત્કાર ! પરમેશ્વર ! રક્ષણ કરો ! આ પ્રમાણે એ બોલતો હતો તેવામાં એક સ્ત્રી માણેકલાલને મળી અને રતનલાલ સમજીને કહેવા લાગી.

આપ આપની પત્નિથી રીસાઇ મ્હારે ત્યાં આવ્યા મ્હેં આને પ્રેમની ખાતર મ્હારી પહેરવાની વીંટી આપી હતી આપ મારી સાથે જમ્યા હતા અને આપે મ્હનો મોતીની માળા આપવા વચન આપ્યું હતું માટે મહેરબાની કરી મોતીની માળા આપો અને તે આપવા આપનું મન સંકોચાતું હોય તે મારી વીંટી મ્હને પાછી આપો.

આ પ્રમાણે તે સ્ત્રીનું બોલવું સાંભળી માણેકલાલ અચંબામાં પડયો અને કહેવા લાગ્યો—હું તમને ઓળખતો નથી તમારી સાથે જમ્યો નથી. તમારી વીંટી મેં લીધી નથી તેમ મેં મોતીની માળા આપવા પણ મેં વચન આપ્યું નથી. માટે તમે કોઇ જાદુગર સ્ત્રી જણાઓછો મારાપર ખોટું આળ ચડાવો છો. !

વાહરે ! તમો બહુ નેક માણુસ જણાઓ છો. આવા ધુતારાયે તમને જાણ્યા નહોતા. આવી ખબર હોતતો હું તમારી સાથે પ્રેમ ન બાંધત મોતીની માળા તો આપવી નહી પરંતુ મારી આપેલી વીંટી પણ પચાવવી ખરૂં કે ?

આ પ્રમાણે તે સ્ત્રીનું બોલનું સાંભળી માણેકલાલ બહુ ગભરાયો અને તેણે નક્કી ધાર્યું કે પોતે કોઇ ડાકણોના મુલકમાં ફસાયો છે એમ ધારી તે સ્ત્રીને તે—હું કંઈ જાણતો નથી એટલું કહી ત્યાંથી સટકી ગયો.

તે સ્ત્રી બહુ અચંબામાં પડી કે આવો અમીર માણુસ એકદમ આમ ફરી જાય અને આમ બે બાકળાની માફક નાસી જાય માટે ખરેખર તે ગાંડોજ થઇ ગયો છે માટે આ બીના તેની સ્ત્રીને જણાવવી જોઇયે નહીતો તેના જાનનું વખતે નુકશાન થઈ બેસસે એ પ્રમાણે ઉભી ઉભી વિચાર કરવા લાગી.

માણેકલાલ જ્યારે પોતાના ભાઇ રતનલાલને ત્યાં તેણી સ્ત્રી મણી સાથે જમવા બેઠો હતો તે વારે રતનલાલ પોતાના દ્વારે આવી દ્વાર નોકરે ન ખોલવાથી પાછો ગયો હતો. તે વારેજ રતનલાલ પોતાની સ્ત્રીથી નારાજ થઈ આ સ્ત્રીને ત્યાંજ ગયો. હતો તેની સાથે

જમ્યો હતો અને તેને મોતીની માળા આપવા વચનં આપ્યું હતું અને સ્ત્રીએ પ્રેમના બદલામાં પોતાની વીંટી આપી હતી તેજ સ્ત્રી અત્યારે માણેકલાલને રતનલાલ ધારી તેની પાસે મોતીની માળાની માગણી કરવા આવી હતી પરંતુ માણેકલાલનો બીચારો એ વાતથી તદ્દન અજાણ્યો હતો તેથી તે સ્ત્રીનું આવું બોલવું સાંભળી આખરે કંટાળી ત્યાંથી નાસી છુટયો. અને તે મણીને જઇ કહેવા લાગી કે–તારો પતિતો તદ્દન ગાંડો થઇ ગયો છે માટે તેને લાવી કંઇ ઔષધ કર નહિ તો તેનુ વધારે અનિષ્ટ પરિણામ આવશે.

આ પ્રમાણે જ્યારે તે સ્ત્રી મણી સાથે વાત કરી રહી હતી એટલામાં પોલીસ અમલદાર સાથે તેનો પતિ રતનલાલ ત્યાં આવ્યો અને પોતાની સ્ત્રી મણીને ઠપકો આપવા લાગ્યો કે—હું જમવા આવ્યો ત્યારે તું દરવાજો બંધ કરાવીને પર પુરૂષ સાથે ભોજન કરતી હતી અને વળી મે નાણું મંગાવ્યા તે પણ તે મોકલ્યા નહી, ધિક્કાર છે તને. !

આ પ્રમાણે પોતાના પતિનું બોલવું સાંભળી તેને તે સ્ત્રીની કહેલી વાત સાચી લાગી અને એણે નક્કી ધાર્યું કે મારો પતિ દીવાનોજ બની ગયો છે જો દીવાનો ન બન્યો હોય તો તે દિવસ જમતી વખત એમ કહેજ નહિ કે હું તને પરણ્યો નથી.

પછી તેણીએ અમલદારોને નાણું આપી વિદાય કર્યો અને પોતાના પતિને ગાંડો થયેલો સમજી તેણે નોકરોને હુકમ કર્યો કે એહને મજબુત બાંધી એક ઓરડીની અંદર પુરો અને એક જણ ડાકટરને બોલાવી લાવો આ પ્રમાણે મી. રતનલાલને એક અંધારી

ઓરડીમાં પુરવામાં આવ્યા. તેમણે પોતાના ડહાપણના ઘણાએ બરાડા પાડયા દલીલો કરી પણ સઘળું વ્યર્થ ગયું. તેના નોકરે પણ તે સામે વાંધો ઉઠાવ્યો એટલે તેમને પણ શેઠ ભેળા શેઠની આગતા સ્વાગતા માટે પુરવામાં આવ્યા. અંધારી કોટડીમા શેઠ અને તેનો નોકર વિચાર કરવા લાગ્યા કે અહો ! પરમાત્મા ! આ અણધારી આફત ક્યાંથી આવી પડી ? મ્હારામાં કશું ગાંડપણ નથી, મારૂં ચિત્ત પણ ઠેકાણે છે છતાં મારી સ્ત્રીયે મ્હને ગાંડામાંજ ગણી કેદ કર્યો વળી નોકરોયે પણ મ્હારૂં કંપ પણ સાંભળ્યું નહિ અને તેણીનાજ પક્ષમાંજ ભળી ગયા. અહા ! સ્ત્રી કોઈની થઈજ નથી. નક્કી તે કોઈ પરપુરૂષ સાથે લપટાઈજ હશે નહિ તો છેક મ્હારી સાથે વર્તણુક ચલાવવા હિંમત ધરીજ શકે નહિ હશે. ઇશ્વરેછા હવે જે થાય તે જોવું.

થોડી વાર પછી શેઠાણીને એક નોકરે આવી જાહેર કર્યું કે —મ્હેં શેઠને અને રામાને શહેરમાં એક ગલીમાં થઈને જતા જોયા

આ સાંભળી શેઠાણીયે અચંબા સાથે જવાબ આપ્યો કે—ત્હેં ક્યારે જોયા ? શેઠને અને રામાને તો મ્હેં ઓરડીમાં પુર્યા છે કારણકે એમનુ ચિત્ત ઠેકાણે નથી.

નોકરે જવાબ દીધો—બા સાહેબ ! હાલજ હું જોઈને આવું છું હું આપની આગળતો જુઠું ન બોલું ?

આ સાંભળી શેઠાણી ( મણી ) કોટડીમાં તપાસ વગર એકદમ માણસો લઈને સત્વર પોતાના પતિને પકડવા બજારમાં ચાલી એવી બીકથી કે રખેને ગાંડપણમાં તેઓ ક્યાંઈ ચાલ્યા જાય કે દરીયામાં પડે!

માણેકલાલ અને તેનો નોકર ભીમો શહેર છોડી બંદર તરફ જતા હતા ત્યાં મણી પોતાના માણસો સાથે આવી પહોંચી અને માણેકલા કે જે પોતાના પતિ રતનલાલનો મોટો ભાઇ હતો અને તેના જેવોજ આકૃતિ વાળો હતો તેને પોતાના પતિ લેખી તેનો હાથ પકડી પૂછ્યું તમારૂં મગજ કેમ ખસી ગયું છે ? આમ તેમ કેમ ભાગતા ફરો છો ? તમને કોટડીમાં પુર્યાં હતા ત્યાંથી તમે કેવી રીતે નાસી છુટયા. ?

માણેકલાલ, આ સાંભળી બહુ ગભરાયો અને આ બલામાંથી કંઇપણ તકરાર કે બોલા બોલી કર્યા વગર નાસવુંજ ઉત્તમ છે એમ ધારી મણીનો હાથ તરછોડી ત્યાંથી નાઠો અને પાસે એક શીવમંદિર હતું ત્યાં એક વૃદ્ધ પુજારણ રહેતી હતી તેનો આશ્રય શોધી કાલાવાલા કરી અંદર દાખલ થઇ ગયો તેની પાછળ તેનો નોકર પણ દાખલ થઇ ગયો. અને પૂજારણને નમ્રતા પુર્વક વિનતિ કરી કે આ શહેરના તમામ માણસો મને જાદુઇ કરામત વાળાં જણાય છે માટે આ શહેર છોડી હું બીજે શહેર જાઉં ત્યાં લગી મારૂં રક્ષણ કરો. પુજારણે તેમને ધીરજ આપી પોતાના મંદીરમાં દાખલ થવા દીધા.

એટલામાં પાછળજ મણી પોતાના નોકરો સાથે ત્યાં આવી પહોંચી અને પુજારણને કહ્યું કે—તમે મારા પતિને મને સુંપો તમે સા સારૂ અંદર આવવા દીધા. તેઓ ગાંડા થઇ ગયા છે.

આ સાંભળી પુજારણે જવાબ દીધો કે—તે તમારા પતિ છે તો તે કેવી રીતે અને શા કારણથી ગાંડા થયા છે ? તમારા અને

તેમના વચ્ચે શી હકીકત છે. તમારા વિશે તમનુ શું કહેવું છે એ પુરેપુરી હકીકત સાંભળ્યા પછી હું તમારા પતિને તમારા સ્વાધીન કરીશ:

મણીએ જવાબ આપ્યો—તમે મારા પતિને એકદમ મારા સ્વાધીન કરો. તમારે રાખવાનો બીજા કુશ અધિકાર નથી. તેમ તે શા માટે ગાંડો થયો છે તે પુછવાનો પણ તમને અધિકાર નથી. તે મારો પતિ છે કે નહિ એ વિશે ખાતરી હોયતો આ સઘળા નોકર જાણે છે કે એ મારો પતિ છે.

પુજારણે જવાબ આપ્યો—એ તમારો પતિ જણાતો નથી એતો કોઇ હાલ શહેમાં આવેલો માણુસ જણાય છે અને કદાચ જો તમો તેનાં સ્ત્રી હોયતો તમારાથી તેને એટલો બધો ત્રાસ પામવા નું એને મારૂં શરણુ શોધવાનું કારણ શું ? માટે હું એમની તરફથી એ વિશે પુરે પુરી હકીકત સાંભળ્યા બાદ પછી હું તેમને તમારા સ્વાધીન કરીશ કદાચ તેઓ ગાંડ થઇ ગયા હશેતો. હું દવા કરીશ— એટલું કહી તેણે દરવાજા બંધ કર્યા અને નોકરને હુકમ કર્યો કે મંદિર દ્વાર મારી આજ્ઞા સિવા કોઈ ઉઘાડવા પામે નહિ. આ પ્રમાણે કહિ પુજારણ અંદર આવતી રહી.

એક બાજુ આખા દિવસથી બે જોડીયા ભાઈ માણેકલાલ અને રતનલાલને ઓળખવામાં દરેક માણુસથી આમ વારં વાર ભુલ થતી હતી ત્યારે બીજી બાજુ તે બંને ભાઇયોનો પિતા કે જેનું નામ નેમલાલ હતુ તે જો સૂર્યાસ્ત સમય લગીમાં દંડની રકમ રૂ. ૧૦૦૦) રૂપીઆ ન મેળવી શકેતો તે શીવમંદિર આગળજ ગરદન મારવાની જગ્યા હતી ત્યાં તેને ગરદન મારવાનો હતો. સૂર્યાસ્ત નો સમય લ-

ગભગ થવા આવ્યો હતો છતાં નેમલાલને કોઇ દંડના હજાર રૂપીઆ આપનાર મળ્યું નહોતું છેવટે નેમલાલ માહારાજા અને બીજા માણુસો સર્વ આ શીવમંદિર આગળ આવી પહોંચ્યાં.

મ્હારાજાને જોઇ રતનલાલની સ્ત્રી મણીયે ફરીયાદ કરી કે— આ પુજારણુ કે જેણે મારા ગાંડા થયેલા પતિને સંઘર્યો છે મેં કાલાવાલા કર્યા છતાં તે મ્હારા પતિને મ્હને સોપતી નથી.

આ પ્રમાણે રાજા આગળ રતનલાલની સ્ત્રી મણી ફરીયાદ કરી રથી છે એટલામાં ખરો રતનલાલ અને તેનો નોકર કે જેઓને ગાંડા ગણી ઓરડામાં પુરવામાં આવ્યા હતા તેઓ નોકરોને ભુલ ચુક ખવરાવી ત્યાંથી નાસી અહીં રાજા પાસે ફરીયાદે આવ્યા અને કહ્યું કે— અમને બેઉને મારી સ્ત્રીયે વિના અપરાધે ગાંડા લેખી કેદ કર્યા હતા ત્યાંથી છુટી આપની પાસે વ્યાજબી ઇનસાફ મેળવવા આવ્યા છીયે.

મણી કે જે પોતાના પતિને રતવ મંદિરમાં ધારતી હતી તે આમ બહારથી આવેલા જોઇ તે બહુજ અચંબામાં પડી.

નેમલાલે રતનલાલ અને રામાને જોતાંજ તેમને ઓળખી લીધા અને ધાર્યું કે આ રતનલાલ તે મ્મારો ન્હાનો પુત્ર કે જેની માતા સાથે મછીમારોએ મછવામાં લઇ લીધો હતો તેજ છે અને આ તેનો નોકર રામો છે. માટે જો તેમની પાસે હું મારા છુટકારાના રૂ ૧૦૦૦) હજાર માગીશ તો તે જરૂર આપશે એમ વિચારી તેણે રતનલાલને કહ્યું—ભાઇ ! હું ત્હારો વૃદ્ધ પિતા નેમલાલ છું ત્યારી તારા મોટા ભાઇની અને તારી માતાની શોધ કરતો કરતો અહીં આવી ચડયો

છું અને હજાર રૂપીયાનો દંડના હું નભરતો આરાજા મ્હને ગરદન મારશે એવો આ શહેરનો ધારો છે. માટે મારો પુત્ર જાણી તને મ્હેં મારો જીવ બચાવવા માગણી કરી છે. બહુ દુઃખ પડવાથી હું બહ-લાઇ ગયો છું.

આ સાંભળી રતનલાલે જવાબ દીધો—હું છેક બાલ્યાવસ્થામાં મ્હારા માતા પિતાથી નોખો પડયોછું અને અહીંના આ મહારાજ શ્રીયેજ મ્હને ઉછેર્યો છે હું મારા ખરા માતા પિતાને બરોબર ઓ-ળખી શકતો નથી. તો પણ દંડ ભરી આપને છોડાવીસ પોતાનો ન્હાનો પુત્ર રતનલા આ પ્રમાણે કહે છે—તેવામાં તો તે શીવમંદિ-રમાંથી માણુકલાલ અને ભીમાને લઇ પુજારણ બહાર આવી. અને મણીએ પોતાની દ્દષ્ટિ સમક્ષ બે એકજ સરખી આકૃતિવાળા બે પતિ માણુકલાલ અને રતનલાલ તથા બે નોકર ભીમા અને રામાને જોયા તેથી તેની અજાયબીનો પાર રહ્યો નહિ.

હવે સઘળી ભુલ ભૂલવણી પ્રકાશમાં આવી ગઇ નેમલાલે પો-તાના જીવન વૃત્તાંતની હકિકતજે રાજા આગળ કહી હતી તે પ્રમાણે માણુકલાલ અને રતનલાલ બે જોડીયાની આકૃતિ એક સરખીજ હોવાથી રાજાને નિશ્ચય થયો કે આ માણુકલાલ અને રતનલાલ બંને આ નેમલાલના પુત્રો છે અને આ ભીમો તથા રામો એ બંને તેના નોકર છે અને બેઉ એક સરખીજ આકૃતિ વાળા છે.

પોતાના બંને પુત્રો અને તેના નોકરોને જોઇ નેમલાલને બહુ હર્ષ થયો. અત્યાર લગીજે પુજારણ હતી તે પણ નેમલાલની સ્ત્રી

અને માણેકલાલ તથા રતનલાલની માતા હતી. તેણીએ મછીમારના પાસેથી છુટી આ મંદિરમાં આશ્રમ લીધો હતો અને પોતાની લાચકાથી શીવતંદિરની માલીક બની હતી. તેણીએ પણ પોતાના પતિને તથા પુત્રોને ઓળખ્યા.

માણેકલાલે પોતાના ભાઇ રતનલાલને પોતની માતાનું તથા પિતાનું ઓળખાણ કરાવ્યું. અને બેઉ ભાઇયો ભેટી પડયા રામો તથા ભીમો એ બે ભાઇઓ પણ એક બીજાને ભેટી પડયા. રતનલાલ પોતાના પિતાના પગમાં પડયો અને નમ્રતા પુર્વક કહેવા લાગ્યો

ક્ષમા કરશો પુજનીક પિતાશ્રી ! આપને મ્હેં પ્રથમ ઓળખ્યા નહોતા

માહારાજ શ્રી ! મ્હારા પિતાશ્રીના દંડની રકમ આપને આપવા હું તૈયાર છું એમને જે આપે શિક્ષા ફરમાલી છે તે બંધ રખાવો.

આ સાંભળી રાજાએ ઉત્તર આપ્યો—શિક્ષા અને દંડની રકમ હું માફ કરૂં છું તેની સાથે સુખેથી અત્રે રહેવાની પણ તમો સર્વેને છુટ છે. !

મણી આ સર્વ બનાવ જોઇ રહી હતી તે પોતાના સાસુ સસરાને નિહાળી પોતાની ભુલ માટે બહુ પસ્તાવો કરવા લાગી, અને આખરે તેની સાસુએ તેને ધીરજ આપી મણી સાથે તેની બ્હેન શુસીલા આવેલી હતી. તે પણ કુળવાન, રૂપવતિ અને શાણી હતી તેથી તેના લગ્ન રાજાયે રતનલાલના ભાઇ માણકલાલ સાથે કરાવ્યાં અને પોતાના રાજ્યમાં તેને સારી જગો આપી માણેકલાલ અને રતનલાલ બને ભાઇઓ પોતાના નાના પિતા અને નોકરો સાથે ત્યાંજ રહી આનંદમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યા.